સોરાબજી જમસેદજી જીજીભાઈ પ્રાઇઝ
ફંડનો નિબંધ.

# स्त्री—नीतिधर्म.



વિઠુલદાસ ધનજીભાઇ પાસે રચાવી

પ્રગટ કરનાર

ગૂજરાતવર્નાક્યુલરસોસાઇટી.



આવૃત્તિ બીજી—પ્રત ૫૦૦.

અમદાવાદ આર્યોદય પ્રેસ.

સને ૧૮૮૮—સંવત્ ૧૯૪૪.

કીમત આઠ આના.

# विज्ञप्ति.

મુંબાઇવાળા મહુમ પ્રખ્યાત શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇ સને ૧૮૬૪ની સાલમાં અમદાવાદ પધાર્યા હતા ત્યારે સોસાઇટીના તે વખતના આસિસ્ટંટ સેક્રેટરી કવીશ્વર દલપતરામે સોસાઈટી જે સારાં કામ કરેછે તે વાત તેમને રૂબરૂ મળી જાહેર કરીને મદદ માગવાથી, તે સાહેબે ઉદાર દિલથી રૂ ૨૫૦૦) સોસાઇટીને એવી સરતે ભેટ કર્યા કે—તેના વ્યાજમાંથી દર વરસે રૂ ૧૦૦) ના ઈનામનો એક નિબંધ સોસાઇટીએ રચાવવો. તેથી આજ સુધીમાં એ ખાતેથી નીચે લખેલા નિબંધો રચાયાછે.

| કિયી સાલનું ઇનામ. | રૂપૈયા | નિબંધનુંનામ. | રચનારનું નામ | વિશેષ હકીકત |
|---|---|---|---|---|
| ૧૮૬૫ | ૧૦૦ | ગૂજરાતી ભાષાનોઈતિહાસ | શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ. | |
| ૧૮૬૬ | ૧૦૦ | દૈવજ્ઞ દર્પણ. | ક. દલપતરામ ડાહ્યાભાઇ. | |
| ૧૮૬૭ | ૧૦૦ | ભીખારીવિષે | વિઠલદાસ ધનજીભાઈ. | બે નિબંધો પાસ થવાથી અરધોઅરધ વહેંચીઆપ્યું. |
| | | ભિક્ષુત વિષે. | મોરેશ્વર ગોપાળ દેશમુખ | |
| ૧૮૬૮-૬૯—૭૦—૭૧ | ૪૦૦ | અર્થશાસ્ત્ર. | ગિ. અંબાલાલ સાકરલાલ. | |
| ૧૮૭૨ | ૧૦૦ | વેપાર, હુનર અને તેને સુધારવા વિષે. | વિઠલદાસ ધનજીભાઇ. | આબે નિબંધની મતલબ એક મળતી આવેછે માટે તેનું તારણ કરીને એક પુસ્તક છપાવ્યુંછે. |
| ૧૮૭૩ | ૧૦૦ | ખેતીવાડી, કારખાનાં અને વેપાર વધારવાનાં સાધનો | ,, | |

| | | | | |
|---|---|---|---|---|
| | | વિષે. | | |
| ૧૮૭૪-૭૫ | ૧૫૦ | સ્ત્રી નીતિધર્મ | " | |
| ૧૮૭૫-૭૬ ૭૭-૭૮ | ૩૦૦ | હિંદમાં ધન વધારવાના ઉપાય" નામના મી. કોલાના રચેલા અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર. | ભીમરાવ ભોળાનાથ. | આ ભાષાંતર છપાવ્યું નથી. |
| ૧૮૭૮-૭૯ | ૧૫૦ | દુકાળવિષે નિબંધ. | એદલજી જમસેદજી ખોરી. | |
| ૧૮૮૦-૮૧ | ૧૫૦ | સેવિંગબેંકની અગત્ય વિષે નિબંધ. | મયારામ શંભુનાથ. | |
| ૧૮૮૨-૮૩ | ૨૦૦ | અર્થશાસ્ત્રનાં મૂળતત્વો. | ચીમનલાલહરિલાલ, બી. એ., એલ. એલ. બી. | |
| ૧૮૮૪-૮૫ | ૨૦૦ | સ્થાનિક સ્વરાજ્યવિષેનિબંધ. | કેશવલાલમોતીલાલ. | |

લક્ષ્મી ચપળ છે, તે આવેછે ને જાયછે પણ પરોપકાર માટે જે સારૂં કામ કર્યું હોય તે અખંડ રહેછે; માટે જેને પરમેશ્વરે ધન આપ્યું હોય તેણે આ પ્રમાણે કામ કરવાં જોઇએ.

કૃપાશંકર દોલતરામ ત્રવાડી.
આસિસ્ટંટ સેક્રેટરી.
ગુજરાતવર્નાક્યુલરસોસાઇટી.

# अनुक्रमणिका.

## प्रकरण १ लुं



## प्रकरण २ जुं.



## प्रकरण ३ जुं.



## प्रकरण ४ थुं.



## प्रकरण ५ मुं.



## प्रकरण ६ ठुं.



## प्रकरण ७ मुं.



## प्रकरण ८ मुं.

## પ્રકરણ ૯ મું.

પૃષ્ઠ.



## પ્રકરણ ૧૦ મું.





૩૫૨૪

# સ્ત્રી-નીતિધર્મ.

## પ્રકરણ ૧ લું.

### પ્રાચીન કાળમાં સ્ત્રીઓના ધર્મ.

આપણે આપણા દેશનોજ માત્ર નહિ, પણ આખી દુનિઆનો વિચાર કરીએ તો સ્પષ્ટ માલમ પડેછે કે, માણસના વિચાર દિવસે દિવસે સુધરતા ગયા છે. કેટલાક દેશોના પુરૂષો પ્રાચીન કાળમાં સ્ત્રીઓને પોતાથી હલકી પદવીની ધારતા. એમાં નવાઈ નથી, કેમકે જેમ અજ્ઞાન વધારે તેમ ન્યાય અને વિવેકનું બળ ઓછું હોયછે. જેનામાં કૌવત વધારે તે સુનીતિના નિયમ તોડી નબળાને દાસ દાસીઓ કરે. અજ્ઞાન લોકમાં અન્યાય અને અધર્મનું જોર હોયછે. સ્ત્રીઓ બાંધામાં મરદ કરતાં નબળી હોવાથી મૂર્ખ મરદ પોતાના કૌવત ઉપર મગરૂર રહી, સ્ત્રીને તાબેદાર કે ગુલામ બનાવે તો તેમાં નવાઇ જેવું કાંઈ લાગતું નથી. અજ્ઞાનતાને લીધે તેઓ ખરા વિચારથી અણવાકેફ હોયછે. પ્રાચીન અને અર્વાચીન કાળમાં ખરેજ તેમણે તેમજ કીધું છે. પોતાનો સ્વાર્થ સાધી સ્ત્રીઓને પોતાની ગુલામ બનાવી દીધી છે; તેમના સર્વ હકો તેમની નબળાઈને લીધે છીનાવી લીધાછે. જેમ સુનીતિ નહિ પાળનાર જોરાવર રાજા પોતાના પાડોસી નબળા રાજાને વગર વાંકે સઘળી વાતે દબાવી પોતાના પગ નીચે લાવી મુકેછે—સેસોસ્ત્રીસ જે મિસર દેશમાં પ્રખ્યાત રાજા થઈ ગયોછે તે પોતાના જીતેલા રાજાઓને બળદ કે ઘોડાને ઠેકાણે રથે જોડતો હતો—તેમ મરદોએ સ્ત્રીઓને પોતાના સ્વાર્થને લીધે,

સ્વાર્થી થઈ અજ્ઞાનપણાથી પોતાની ગુલામ જેવી બનાવી મુકીછે. તેમણે સ્ત્રીને ઘરનું કામ કરવાને રાખેલી દાસી જેવી બનાવીછે. મરદને ઠેકાણે સ્ત્રીઓ જો જોરાવર હોત તો તેમણે પણ એમજ કર્યું હોત—મરદને પોતાના લુંડા બનાવ્યા હોત. આપણા દેશમાં પ્રાચીન કાળની "સ્ત્રીઆ દેશની" ચાલતી દંતકથાથી આપણો કોઈપણ દેશી ભાગ્યેજ અજાણ્યો હશે. એ વાતમાં કહેછે કે "સ્ત્રીઆ દેશની સ્ત્રીઓ મરદને પોતાના ગુલામ જેવો ગણતી હતી. સઘળી વાતે, સઘળાં સારાં કામો કરવામાં સ્ત્રીઓજ આગળ પડતી હતી. રાજ ચલાવવું, કારભાર કરવો, લશ્કરી કામ કરવું, એ સઘળાં કામો સ્ત્રીઓજ કરતીહતી. મરદ તો માત્ર ઘરનું કામ કરનારો ગુલામ હતો."

હવે એ વાત ખરી હોય કે ખોટી તેનું આપણે કાંઇ કામ નથી. પણ દાખલા તરીકે લેઇએ તો, એ વાત ઉપરથી સાફ સમજાય છે કે મરદને ઠેકાણે સ્ત્રી જો જોરાવર હોત તો તે પણ પોતાના અજ્ઞાનપણાને લીધે તેમજ ચાલી હોત. તેણે પણ મરદને પોતાની ગુલામગીરીમાં રાખ્યો હોત. જેમ જેમ માણસના વિચાર સુધરેછે, વિવેકી અને ન્યાયી થાયછે, તેમ તેમ ખરૂં શું છે અને ખોટું શું છે તેમાં તેને સમજણ પડતી જાયછે, ને તે પ્રમાણે તે ખરે રસ્તે ચાલી, ખોટે રસ્તે ચાલનારને ખરે રસ્તે ચાલવાની ભલામણ કરેછે, અને ચલાવેછે. જ્ઞાન થયા પછી પણ ગેરવાજબી રીતે મેળવેલો અધિકાર છોડવો માણસને ગમતો નથી, તેથી હજુ સુધરેલા દેશોમાં પણ માણસ પોતાનો સ્વાર્થ બિલકુલ છોડી દેતો નથી. ઘણા દેશોમાં હજુ ત્યાંના માણસો પોતાના જેટલા અને જેવા હકો સ્ત્રીઓને આપતા કે ભોગવવા દેતા નથી. પણ તે કેટલું ખોટું છે તે વિષે આપણે હવે પછી વિચાર કરીશું. પરંતુ હમણાં તો માત્ર પ્રાચીન કાળમાં

આપણા દેશની અને પરદેશની સ્ત્રીઓની અવસ્થા કેવી હતી, તેજ વિશે વિચાર કરવાનો છે.

એશિઆ ખંડમાંના હાલના તુર્કસ્તાન દેશમાં પ્રાચીન કાળમાં બાબીલનનું એક જોરાવર રાજ્ય થઇગયું. તે રાજ્યમાં સ્ત્રીઓને પરણાવવા સંબંધી ધિક્કારવાજોગ ધારો હતો. દીકરીઓને પરણાવવાનો ચાલ નહોતો. પરણવા લાયક ઉમરની થાય ત્યારે, બજારમાં જેમ જનાવરો કે નિર્જીવ પદાર્થો વેચે, તેમ વેચવાને માટે માબાપો પોતાની દીકરીઓને બજારમાં ઉભી કરતા; અને સૌથી વધારે કીમત જે આપે, તેમને તે કન્યાઓ મળતી. રાજા પોતાના રંગ મેહેલમાં પોતાની મરજીમાં આવે એટલી સ્ત્રીઓ એકઠી કરતો. તેજ પ્રમાણે ધનવાનોને પણ હતું. બાપડા ગરીબોની તેમાં માઠી વલે હતી. આ ઉપરથી સ્ત્રીઓની સ્થીતિ એ દેશમાં કેવી હશે, સ્ત્રીઓ એ દેશમાં પોતાના ધર્મ કેવા ને કેટલા સમજતી હશે, સ્ત્રી પુરૂષની નીતિ કેવી હશે, સ્ત્રી પુરૂષ વચ્ચે કેવો બનાવ હશે, એ રીતે બંધાએલું જોડું કેવું સુખી થતું હશે, ઈત્યાદિ બાબતો વિષે વિચાર કરવો એ કાંઈ મુશ્કેલ કામ નથી. એ દેશની સ્ત્રીઓની હાલત જાણવાને એટલીજ વાત બસ છે. તેઓ ભાગ્યે ગુલામથી ઉંચી પદવી ભોગવતી હોય! અને હોય તોપણ તેઓને ગુલામજ ગણીશકાય! તેમના કરતાં ઈજીપ્ત દેશની સ્ત્રીઓની હાલત કાંઈક સારી હતી. તેઓ એશિઆ ખંડની સ્ત્રીઓ કરતાં પોતાની સ્ત્રીઓને વધારે માન આપતા હતા. તોપણ કાયદા મુજબ સ્ત્રીઓને ગુના પ્રમાણે કોઈ અવયવ કાપવાની અગર જીંદગી લેવાની શિક્ષા કરવાનો તેના ધણીને અધિકાર હતો. નાના ગુનાને માટે સોટીવડે સ્ત્રીઓને તેમના ધણી શિક્ષા કરી શકતા હતા,

ઇરાની રાજ્યમાં સ્ત્રીઓની હાલત સારી નહિ હતી. રાજાઓ એક કરતાં વધારે સ્ત્રીઓ કરી શકતા હતા; અને તેજ પ્રમાણે બીજાઓ પણ પરણી શકતા હતા.

ગ્રીસની સ્ત્રીઓની હાલત એશિઆની સ્ત્રીઓ કરતાં સારી હતી. એ લોકમાં એક કરતાં વધારે સ્ત્રી પરણાતી નહોતી, તો પણ રાખ રાખવામાં ત્યાંની સ્ત્રીઓથી હરકત લેવાતી નહિ. કેટલાંક સંસ્થાનોમાં નાની ઉમરથી સ્ત્રીઓને સાસરે જવાનો ધારો હતો, માટે તેથી થતું નુકસાન તેમને ખમવું પડતું. સ્ત્રીઓના હકો મરદ જેવા ને જેટલા ગણાતા નહોતા, તોપણ ત્યાંની સ્ત્રીઓ એશિઆની સ્ત્રીઓ કરતાં વધારે સુખી હતી.

ગ્રીસના બીજા ભાગની સ્ત્રીઓ કરતાં સ્પાર્ટાની સ્ત્રીઓ સારી સ્થિતિમાં હતી. તેઓ બીજીઓ કરતાં પોતાનો ધર્મ શો છે, તે વિશેષ સમજતી હતી. વીશ વરસ પેહેલાં સ્ત્રીઓને પરણાવાય નહિ એવો કાયદો સ્પાર્ટામાં હતો. વીશં વરસની થતાં સુધી તેમને મરદની માફક કસરતશાળામાં જઈ કસરત કરવી પડતી. તેમને ફરવા હરવાની છૂટ હતી, તથા તેમને જનાનખાનામાં ગોંધી રાખતા નહોતા, તે છતાં તેમની નીતિ ઘણી સારી હતી.

તેઓને કસરત કરાવવાનું અને વીશ વરસ સુધી કુંવારી રાખવાનું કારણ માત્ર એટલુંજ હતું કે તેમનાં બાળક જોરાવર થાય. ખરેજ તેઓ જોરાવર થતાં હતાં. જ્યાંસુધી તેઓ એ નિયમને વળગી રહ્યા, ત્યાંસુધી તેઓ દુશ્મનની સંખ્યાથી દશમા ભાગ જેટલા હોય, તો પણ હીમત નહિ હારતાં, લઢીને જીત મેળવતા હતા. થરમાપીલીના યુદ્ધમાં સ્પાર્ટાના રાજા લીઓનીડાસની સરદારી નીચે ગ્રીસનાં છ હજાર માણસો માત્ર હતાં, તેઓ પારસી મહા-

રાજા જરક્ષીસના અસંખ્યાત માણસો સામાં લઢવાને ઉભાં, ને શીતેર હજાર માણસોનો ઘાણ કાહાડ્યો. આખરે પોતાનોજ કોઈ માણસ ફૂટીને જરક્ષીસને મળવાથી પારસીઓ તેમની પીઠના ભાગે જઈ શક્યા તેથી તેઓ ઘેરાયા ને નાશ પામ્યા. છેવટને સમયે માત્ર ત્રણસેંજ સ્પાર્ટનો લઢવામાં હતા. એ ત્રણસેં માણસો પાછી પાની કરવાની ના કહે, લાખો માણસોની સામા લઢવાને ઉભા રહે, ને હિંમતથી હજારો માણસોના પ્રાણ લે, એટલુંજ માત્ર તેમની બહાદૂરી જાણવાને બસ થશે.

એટલી બધી બહાદૂરી શાથી આવતી હતી? તેમની માઓ બહાદૂર હતી તેથી. તેઓ જાતે મજબૂત, કસરતથી કેળવાયલી ને પોતાનાં બાળકોને પોતાના જેવાં બનાવનારી હતી તેથીજ. તેઓ પોતાનો ખરો ધર્મ સમજતી હતી. થરમાપીલીમાં લઢનાર સ્પાર્ટાના રાજા લીઓનીડાસની સ્ત્રી ગોર્ગોને કોઈ પરદેશી સ્ત્રીએ કહ્યુંકે "સ્પાર્ટન સ્ત્રીઓજ માણસના ઉપર સત્તા ચલાવી શકેછે." ત્યારે ગોર્ગોએ જવાંબ દીધો કે "સ્પાર્ટાની સ્ત્રીઓજ માત્ર માણસોને જન્મ આપેછે." આ કેવો ટુંકો, પણ સારો ને સ્ત્રીધર્મ સમજીને જવાબ વાળ્યોછે! જ્યારે કોઈ સ્પાર્ટન લઢાઈમાં જતો ત્યારે તેની માતા માત્ર એટલુંજ કહેતી કે "બેટા ઢાલ લેઈને પાછો વળજે (જીતીને આવજે) કે ઢાલ ઉપર પડજે (લઢાઈમાં મરજે). આ વાક્યો તેમની કેવી બહાંદૂરી બતાવેછે!

પ્રખ્યાત લ્યુકટ્રાની લઢાઈમાં જે સ્પાર્ટનો લઢાઈમાં મુવા હતા, તેમની માતાઓ પરમેશ્વરનો પાડ માની બોલી કે—અમારી કુખે સપુત પુત્રો અવતર્યા, અને એથી તેઓ રાજી થઈ. પણ જેઓ હારીને પાછા આવ્યા હતા, તેમની. માતાઓ ઘણીજ પસ્તાઈને દુખી થઈ કે-તેમની કુખ વગોવાઈ. દુ-

મીનીટા નામે સ્ત્રીના આઠે દીકરા એ લડાઈમાં મુવા, તો-પણ તે ખુશી થઈને કહેતીકે "મેં સ્પાર્ટાને માટેજ—તેના રક્ષણ કરવામાં મરવા માટેજ-તેમને જન્મ આપ્યો હતો." શાબાશ! શાબાશ સ્પાર્ટાની સ્ત્રીઓ! શાબાશ છે તમને! ટુંકામાં તેઓ હિંમતવાન અને જોરાવર હોઈને તેમના પુત્રો-ને હિંમતવાન અને જોરાવર કરતી. તેનું પરિણામ એ થયું કે જ્યાંસુધી સ્પાર્ટાના લોક એ ગુણ સાચવી શક્યા, ત્યાંસુધી તેમની કીર્તિ તેઓ વધારી શકયા, અને આખા ગ્રીસ ઉપર પોતાની સત્તા બેસાડી તેને સાચવી શક્યા.

અસલનાં જર્મન લોકોની સ્ત્રીઓની હાલત સ્પાર્ટાની સ્ત્રીઓ કરતાં પણ વધારે ચઢીઆતી હતી. તેઓ પોતાની સ્ત્રીઓના હક પુરૂષો જેટલાજ સેમજતા હતા.—મરદના જેટલીજ ઓરતોને છૂટ હતી. એ ધારો તેઓ આજ સુધી સાચવી શકયા છે, અને એજ ઉપરથી જણાય છે કે તેઓ પ્રાચીનકાળથી તે આજ સુધી પોતાની સત્તા, સ્વતંત્રતા ને દૃઢતા જેવીને તેવીજ સાચવતા આવ્યા છે. ટુંકામાં જેમ જેમ પૂર્વમાંથી પશ્ચિમમાં જતા જઈએ, તેમ ત્યાંની પ્રાચીન કાળની સ્ત્રીઓની હાલત ચઢીઆતી જણાયછે. તેમને છૂટ અને હક વિશેષ હતાં. હવે એજ વખતમાં આપણા દેશની સ્ત્રીઓની હાલત કેવી હતી તે તપાશીએ.

પ્રાચીનકાળમાં આપણા દેશની સ્ત્રીઓ આજની સ્ત્રીઓની ગોડે પોતાના ધર્મથી અજ્ઞાન નહોતી. પોતાના ધણી સાથે પોતાનો કેવો ધર્મ છે, તેની સાથે કેમ વર્તવું, તેની સાથે કેવો ને કેટલો સંબંધ છે, એ તેઓ જાણતી હતી. તેઓ પોતાનાં માબાપ સાથે, વહુવારૂએ સાસુ સાથે ને સાસુએ વહુ સાથે,ભાઇ કે દીયર જેઠ સાથે, બેન ને નણંદ સાથે, ભોજાઈ ને દેરાણી જેઠાણી સાથે પોતાનો કેવો ધર્મ છે, તેમની સાથે

કેવું બોલવું ચાલવું, કેટલો ને કેવો સંબંધ, એક એક જોડે કેમ વર્તવું, તે સર્વે તેઓમાંની ઘણીક સમજતી હતી. પ્રાચીન કાળની સ્ત્રીઓ પોતાનાં છોકરાં સાથે કેમ ચાલવું, તેમને કેમ ઉછેરવાં તથા કેળવવાં, તેથી અજાણી નહોતી. તે વખતની સ્ત્રીઓ પોતે ઘર કેમ ચલાવવું, ઘરની તથા ઉપજ ખરચની વ્યવસ્થા કેમ કરવી એ સર્વે જાણતી હતી. ટુંકામાં પોતાના ધર્મથી ઘણીક નારીઓ વાકેફગાર હતી, અને તેથી તેઓ હાલની સ્ત્રીઓ કરતાં વધારે સુખી હતી. પોતાનાં છોકરાંને સારી રીતે ઊછેરીને કેળવી યોગ્ય બનાવતી, પોતાના ઘરને શોભાવતી, તથા પોતાના હકો સાચવી તેનો યોગ્ય ઉપયોગ કરતી. પોતે ભણેલીને સદ્ગુણી હોવાથી પોતાનાં બાળકોને તે લાભ આપતી. પોતે મોટી ઉમરે ઇચ્છાવર વરી (પોતાને મન ગમતો જન્મારાનો સોબતી શોધી કહાડી પરણ્યાથી) તે લાભ પોતાનાં છોકરાંને લેવા દેતી. તેમના સોબતી ખોળી લેવામાં પોતાનો જૂઠો દાવો છોડતી. પુત્ર પુત્રીને નાનપણામાં પરણાવી દેશની ખરાબી કરતી નહિ. એવો દુષ્ટ લાવો લેવાનો ખોટો લોભ છોડી ઢીંગલા ઢીંગલીની રમત રમતી નહિ. ઉપજ ખરચ ઉપર વિચાર કરી ઘરેણાં ગાંઠાંનો નુકસાનકારી શોખ તજતી. શીળ વ્રત પાળી છૂટ ભોગવતી. જે કાળે સ્ત્રીઓ પતિવ્રતા ધર્મ અને પુરૂષો પત્નિવ્રત ધર્મ પાળતા તે કાળ સતયુગ હતો.

હાલ સાસુ વહુની લઢાઈઓ ઘેર ઘેર થાયછે, તેમ અસલમાં થતું નહિ તેનું કારણ શું? પાંડવની નારીઓને કુંતા સાથે કોઈવાર કજીઓ થયો હોય એમ માલમ પડતું નથી. કૈકૈ રામ ઉપર અને સીતા ઉપર અદાવત રાખતી હતી, તોપણ સીતા તેની સાથે લઢી હોય એમ જણાતું નથી. ગાંધારીને સો વહુઓ હતી, તો પણ તેમાંની કોઈએ તેની

આજ્ઞા ઓળંગી હોય એમ દેખાતું નથી. એ બધું શાથી? તેનાં કારણ અનેક હતાં. સાસુ વહુ પોત પોતાનો શો ધર્મ છે, ને અરસપરસ કેમ વરતવું તે તેઓ સમજતી હતી. યોગ્ય ઉમરે સ્વયંવર કરી પરણ્યાથી, પોતે ભણેલી હોવાથી, તથા તેમના પેહેલાંની સ્ત્રીઓના ધર્મ પોતે શીખ્યાથી, તેઓ તેવી થતી હતી. વહુ પોતાના સ્વામીની અને સાસુ સસરાની સત્તાં હેઠે રેહેતી, તેમ ભરથારનો અને સાસુ સસરાનો તેના ઉપર પ્રેમ અણહદ હતો. વહુ લુંડી ન હતી. તે પોતાના પતિ ઉપર કેવો પ્રેમ રાખતી, વખતે વખત તેને કેવી સલાહ આપતી, ને જરૂરને વખતે કેવી મદદગાર થતી, તે જુઓ.

મંદોદરીએ રાવણને વખાણવા જોગ શિખામણ દીધી તથા નળરાજા જુગટુ રમવા બેઠો ત્યારે તેને જુગટુ નહિ રમવાને દમયંતીએ કેવી સારી સલાહ આપી, એ તે કાળની નારીઓની અવસ્થા દર્શાવેછે. દુરાગ્રહ કરી નળ રમ્યો ને હાર્યો છતાં સતીએ તેનાથી વેગળા થવાની ના કહી. નળનો આગ્રહ દમયંતીને પીએર મોકલવાનો છતાં, વનમાં અતિશય દુઃખ વેઠવાનાં છતાં, તે કેવી ખરા પ્રેમથી નળની સાથે વનમાં ગઈ! વનમાં નળે તેને તજી દીધી તો અનેક પ્રકારનું દુઃખ અને આપત્તિ વેઠતાં વેઠતાં પોતાના બાપને ત્યાં ગઈ, તોપણ તેણે હમેશાં પોતાનો પ્રેમ કેવો જારી રાખ્યો! અને એજ પ્રેમભક્તિથી નળની શોધ કરાવી, ને નળ કદ્રુપો થયેલો છતાં આનંદથી કેવી તેને ભેટી! એનું નામ પતિવ્રતા ધર્મ ને એજ પતિપ્રેમભક્તિ કહેવાય.

ઉત્ત્ર રણક્ષેત્રમાં પોતાના સ્વામીની છેલ્લી મુલાકાત લેવા ગઈ. લડાઈમાં તેના સ્વામીને મરવાની ખાતરનિશાં છતાં લડાઈના મેદાનમાંથી પાછા નહિ હઠવાને પોતાના પતિને તેણે કેવી હિમ્મત આપી!

યુધિષ્ઠિર જુગાર રમતાં હાર્યાથી દ્રૌપદિએ પોતાના પિયુઓની સાથે આગ્રહથી વનમાં જઈને પ્રેમભક્તિથી કેટલું ને કેવું દુઃખ વેઠ્યું! તેમ તે જંગલમાં થાકતી ત્યારે તેના સ્વામી તેને ખાંધે બેસાડતા!

બાપની આજ્ઞા પાળવાને રામે વનમાં જતાં સીતાને સાથે નહિ આવવાને ઘણું સમજાવી તે છતાં આગ્રહથી તે રામની સાથે ગઈ ને ત્યાં તેણે કેટલી આપદાઓ સહન કરી! તેમ રામની પ્રીતિ સીતા ઉપર અપાર હતી.

આ બધા દાખલા ઉપરથી શું જણાયછે? એ ઉપરથી શું આપણને માલમ પડતું નથી કે, પોતાના ભાયડા ઉપર ધણીઆણીનો પ્રેમ અને નારીઓ ઉપર ધણીનો પ્રેમ અણહદ હતો? એ પ્રેમ ઉપરથી બતાવવાનો નહિ પણ ખરા અંતઃકરણનો હતો. એ પ્રેમ તાબેદારીનો કે અમલના જોરનો કે પશુવત્ કામવાસનાનો નહિ હતો, એ સ્પષ્ટ સમજાય છે. અને તેનું કારણ શું? એજ કે સ્ત્રીઓ પતિ પ્રત્યે પોતાનો શો ધર્મ છે તે સમજતી હતી. પુરૂષો પત્ની પ્રત્યે પોતાનો શો ધર્મ છે તે જાણતા. કૈકૈ દશરથની સાથે લડાઈમાં ગઈ હતી. ત્યાં દશરથના રથના પૈડાની લાટ ભાગ્યાથી, લાટને ઠેકાણે કૈકૈએ પોતાનો હાથ રાખી રથનું પૈડું ટકાવી રાખ્યું ને પોતાના સ્વામીને અતિ ઉપયોગી થઈ પડી, એ શાથી? ખરા પ્રેમના જુસ્સાથી.

આ ઉપરથી મારે કહેવાની મતલબ એમ નથી કે બધી સ્ત્રીઓ પોતાનો ધર્મ બરાબર સમજતી હતી ને બધી ડાહી હતી. ગામ હોય ત્યાં ઉકરડો હોય. તેમ કેટલીક નઠારી પણ હશે. કવિતા તથા ઈતિહાસમાં રાણીઓ વગેરે ઉપલા વર્ગોની સ્ત્રીઓ વિશેનાં ઉદાહરણ વધારે છે તે પરથી તે વર્ગની નારીઓની અવસ્થાનું જ્ઞાન અનુમાનથી થઈ

શકે. વચલા અને નીચા વર્ગોની ઝાઝી વાતો નથી, પણ કેટલીક છે તે ઉપરથી જણાય છે કે તે વર્ગોની સ્ત્રીઓ ભૂંડી હાલતમાં નહતી.

સ્ત્રી પુરૂષનો અને પુરૂષ સ્ત્રીનો આખી જીંદગીનો મિત્ર અથવા સોબતી છે. જેમ મિત્રો એક એકનું કહ્યું પ્રેમથી કરે છે, ને તેમ કરવામાં બેમાંથી એક પણ જુલમ સમજતો નથી, તેમ પુરૂષ અને સ્ત્રીએ પણ અરસ્પરસ સમજવું જોઇએ. બાઈડીએ ભાયડાની અને ભાયડાએ બાઈડીની યોગ્ય ઇચ્છા પ્રમાણે વર્તવું જોઇએ. કેટલાકનું કહેવું એવું છે કે, સ્ત્રી બાંધામાં અને બુદ્ધિમાં નબળી હોવાથી, તથા મરદનું કામ સ્ત્રી નહિ કરી શકે એવી હોવાથી, અને ઘરમાં રહીને ઘરની અંદરનુંજ કામ કરવાને તેનો બાંધો લાયક હોવાથી, પત્નીએ પતિની સલાહ પ્રમાણે ચાલવું યોગ્ય છે. આ શિખામણ ખોટી નથી. પરંતુ જે સ્ત્રીનો અનુભવ વધારે હોય અથવા જે સ્ત્રી શાણી હોય તેના અભિપ્રાયનું માન રાખવું એ પણ ખરૂં છે.

ઇશ્વરી રચના કેવી યોગ્ય છે તે જુવો ! શી તેની ચતુરાઈ! વાહવા! નરને કમાવાને તથા મહેનત કરવાને, અને નારીને ઘરનો બંદોબસ્ત રાખવાને સરજી યથાયોગ્ય શક્તિ આપીછે! જીંદગીનાં કામના બે મુખ્ય ભાગ પાડીએ તો તેમાંનો એક ભાગ કરવાને પુરૂષને સરજ્યો છે અને બીજો કરવાને સ્ત્રીને સરજી છે. એકને રણક્ષેત્રમાં જવાને લાયક કર્યોછે, અને બીજીને રણક્ષેત્રમાં જતાં ઉશ્કેરવાને બનાવીછે; એકને કમાવા સારૂ ઠરાવ્યોછે, અને બીજીને તેની વ્યવસ્થા રાખવાને બનાવીછે; એકને છોકરાં ઉછેરવાને સરજીછે અને બીજાને તેમનાં ભરણ પોષણનાં અને કેળવણીના સાધન આણી શકે તેવો કરવાને સરજ્યોછે. ટુંકામાં એ-

ક કામ સ્ત્રીને અને એક કામ પુરૂષને કરવાને સોંપ્યુંછે. બઈરી જેમ મરદનું કામ કરી શકતી નથી, તેમ મરદ બઈરીનું કામ કરી શકતો નથી. એતો અરસપરસ છે. વળી સ્ત્રી કમાવા જાય તો તેને જણવાની, છોકરાને ધવડાવી ઉછેરવાની વગેરે જરૂરને લીધે ઘણી અડચણ પડે. ને તે વખતે કમાયા વિના ગુજરાન ચલાવતાં ઘણાને મુશકેલ પડે. મરદને એ જાતની અડચણો નડતી નથી. જો સ્ત્રી મરદનું કામ કરવાને પણ અયોગ્ય છે તો તેજ પ્રમાણે મરદ સ્ત્રીનું કામ કરવાને પણ અયોગ્ય છે; કેમકે આપણે જોઇએછીએ કે સ્ત્રીનાં કેટલાંક કામ એવાં કંટાળા ભરેલાં છે કે તે મરદથી થઈજ શકે નહિ. મતલબ કે ખૂબ વિચાર કરીને પરમેશ્વરે વેંહેચી આપેલા કામ સારૂ સ્ત્રી પુરૂષનું જોડું સરજાયુંછે. જરૂર પડે તો સ્ત્રીઓ પણ ધન કમાવાનાં કામ કરી શકે.

અર્વાચીન કાળની યુનાઈટેડસ્ટેટ્સની સ્ત્રીઓ ડાક્તરનું, વકીલનું, છાપખાનાનું, વર્તમાનપત્રનું અને બીજાં કામ શીખીને કમાવાને યોગ્ય જણાઇછે. પણ એવાં કામ તો તેઓ પરણેલી નહોય તોજ સારી રીતે ચલાવી શકે. આ દેશમા રેંટીઓ કાંતીને, હીર કાઢીને, વણીને તથા બીજાં કામ કરીને બાઇડીઓ પૈસા પેદા કરેછે, પણ સાધારણ રીતે જોઇએ તો મરદ કરતાં સ્ત્રીને નબળી બનાવીછે. પણ તેથી એમ ન સમજવું કે જગકર્ત્તાએ સ્ત્રી જાતને છેક નબળી ને નાહિંમત કરીછે. પોતાનાં છૈયાંનો બચાવ કરવાને તે હિંમતથી સાવધપણે સાપ પકડેછે, ને બીજાં સંકટ વેઠેછે. સ્ત્રીને નાજુક ઘડીછે, કેમકે તેને નાજુક કામો કરવાનું સરજીછે. પણ તેથી તેઓની હિંમત તેમના કામ સંબંધી મરદો કરતાં કાંઈ ઓછી નથી. આપણી રજપુતાણીઓ તથા સ્પાર્ટાની સ્ત્રીઓ રણસંગ્રામમાં જતાં પોતાના ધણીઓને કેવી ઉ-

સ્કેરતી હતી ! તેજ ઉપરથી તેમની હિંમત જણાયછે.

કાર્થેજને રોમ સાથે ત્રીજીવાર લઢાઇ થઈ અને હારવાથી રોમનોને તેમના માગ્યા પ્રમાણે સઘળાં હથીઆર વગેરે કાર્થેજે આપ્યાં, તો પણ જ્યારે રોમનોએ કાર્થેજનો જડ મૂળથી નાશ કરવાનો નિશ્ચય કર્યો, ત્યારે કાર્થેજના લોકોની સાથે ત્યાંની સ્ત્રીઓએ કેવી હિંમત ધરી, અને પોતાના લાંબા ચોટલા કામઠાંની તાંતો કરવાને કેવા કાતરી આપ્યા તથા લઢાઇનો સામાન તૈયાર કરવામાં રાત દહાડો કેવી મદત કરી ! કાર્થેજનો સરદાર રોમને શરણે ગયો ત્યારે તેની સ્ત્રીએ હિંમતથી અને દેશાભિમાનથી તેને કેવો ધિકાર્યો અને પોતે નહિ નાસતાં છેવટે આગમાં કેવી બળી મૂઈ! એ તેની કેવી હિંમતનો નમુનો છે!

પંચાસરનો રાજા જયશિખરી ભૂવડ સાથે લઢતાં મરાયો ત્યારે તેનું મડદું લેઇ આવી બાળવા વાસ્તે જયશિખરીની પાંચસેં દાસીઓ સાંબેલાં ને ભૂંગળો લેઈને નીકળી આવી ભૂવડના લસ્કરને પાછું હઠાવી કેવું શેહેર બહાર કહાડી મુક્યું અને જયશિખરીના મડદાને ધૈર્યથી બાળ્યું !

અહમદનગરની ચાંદબીબી અને તેની સાહેલીઓએ અકબર જેવા જોરાવર દુસ્મનની સામે કેવી લઢાઇઓ કરી બહાદૂરી બતાવી !

જોધપુરનો રાજા જસવંતસિંગ ઉજ્જનની લઢાઈમાં ઔરંગજેબ સામો હારીને જોધપુર નાસી ગયો ત્યારે તેને માટે તેની નારીઓ કઢાઈમાં લોઢાની કડછીથી શીરો શેકતી હતી તે જોઈ જસવંતની માએ તેમને કહ્યું કે "જસવંતને માટે શીરો શેકવામાં લોઢાની તવીમાં લોઢાની કડછીઓ કાં ઘસોછો, ચાટવો લો, કેમકે લોઢું ઘસાવાથી નાશીને અહિં આવ્યો છે,' તો વળી અહિં લોઢું ઘસાતું સાંભળી કોણ જાણે

ક્યાંએ ભાગી જશે!" આ કેવી બહાદૂરીના બોલ છે!

પરમેશ્વરે જેને જેવું અને જેટલું જોઈએ, તેવું ને તેટલું, તેને આપ્યું છે. જુલમ અને અજ્ઞાનથી સ્ત્રીના સદ્‌ગુણ ઢંકાયલા રહેછે ને કચડાઈ જાયછે, માટે સ્ત્રીને જે અભણ મૂર્ખ રાખે તે ઈશ્વરનો ગુનેગાર ઠરે છે, એમ સમજવું. સ્ત્રી પુરૂષ બંનેને તેણે કેળવણી પામવાના સરખા હકો આપ્યાછે. માટે પોતાની સત્તા વાપરી, સ્ત્રીને અજ્ઞાન રાખી, તેને ઇશ્વરે આપેલા હકો નહિ ભોગવવા દેઈ, બુદ્ધિ છતાં તેને નહિ કેળવી, જેઓ પોતાની સત્તા નીચે તેને દબાવેછે, તેઓ તે મહાપિતાના ગુનેગાર થાયછે. માટે આપણે તે પિતાનો કોપ આપણા માથા ઉપર શા માટે ખેંચી લેવો જોઇએ? સ્ત્રીઓને આપેલા હકો ભોગવવા દેવા, તેમને આપણા જેટલા હકવાળીજ ગણવી, તથા તેમને તાબેદાર લુંડીઓ નહિ, પણ આપણા મિત્ર તુલ્ય આપણી બરાબર ગણવી એ ધર્મમાર્ગ છે. ડાબુ અંગ નહિ પણ તેને આપણું આખું અંગ એટલે પોતાના પ્રમાણેજ ગણવી. તેને તેના ધર્મ પ્રમાણે ચાલતાં અટકાવવી નહિ, તેમજ જેઓ પોતાના ધર્મથી અજ્ઞાન હોય તેમને તેથી જાણીતી કરી તેમના ધર્મ શીખવવા. હું જાણુંછું કે પરમેશ્વરે સ્ત્રી અને પુરૂષ સૌને બુદ્ધિની બક્ષીસ સરખી આપેલીછે.

આપણી સ્ત્રીઓ પ્રાચીન કાળમાં ઘણી વિદ્વાન થતી હતી. લીલાવતીએ એજ નામનો ગ્રંથ લખ્યો હતો અને સરસ્વતીએ શંકરાચાર્યને વાદમાં હરાવ્યા હતા. અર્વાચીન કાળની યુનૈટેડસ્ટેટ્સ, જર્મની, ફ્રાંસ, ઈંગ્લાંડ, આદિ ઠેકાણાની કેટલીક સ્ત્રીઓ સારી વિદ્વાન થઈછે ને તેમણે ઉપયોગી ગ્રંથો બહાર પાડયા છે.

---

# પ્રકરણ ૨ જું.

## હાલના સમયની સ્ત્રીઓની હાલત.

ફ્રાંસમાં લાટુડ નામે માણસને અને ચીનમાં કોઈ આદમીને બાલ્યાવસ્થાથી ઘડપણ સુધી બંધીખાને રાખ્યા પછી તેમને છોડયા ત્યારે તેઓએ પોતાના કેદખાનામાં રહેવા દેવાની અરજ કરી, કેમકે મહાવરાથી તેમને કેદખાનું ગમી ગયું હતું ને તુરંગ બહારનો પ્રકાશ તેમની આંખ્યોથી ખમાતો નહોતો. તેમ આપણા દેશની હાલની ઘણા કાળ સુધી અજ્ઞાન સાગરમાં ડુબેલી રહેલી સ્ત્રીઓ તેમના સુધારા અને તેમની કેળવણીની સામે થઇ દુરદશામાં રહેવામાં આબરૂ ગણેછે. પરંતુ ઘરના કામમાં નારી મૂખ્ય છે અને તેનેજ ઘર સંબંધી સઘળી સત્તા આપવી જોઇએ, એ ઇશ્વરી નિયમ છે, માટે તે સત્તા વાપરવાને તેણે કેળવણી લઇ યોગ્ય થવું જોઇએ. એ સત્તાનો વાજબી ઉપયોગ કરવાને તેમને યોગ્ય કરવાનું કામ કેળવણી પામેલા મરદોનું જ છે. પણ આ દેશમાં તે પ્રમાણે મરદ કરતા હોય એમ જણાતું નથી. ઘરનું મુખીપણું સ્ત્રીને આપવાને તથા તેને તે સુખીપણાને યોગ્ય કરવાને આ દેશના મરદો બીજા દેશોના મરદો કરતાં ઘણા પાછળ પડેલા છે. તેથી આપણા દેશની સ્ત્રીઓ પોતાના ધર્મથી અજાણી છે એટલુંજ નહિ, ઘણા મરદો ઘર તરફથી સુખ કે નિરાંત પામતા નથી એટલુંજ નહિ, ઘણાં ઘરમાંથી ઘણું કરીને કજીઓ કંકાસ જતો નથી એટલુંજ નહિ, પણ તે સ્ત્રીઓની હાલત પણ દયા આણવા જેવી છે. તેઓ ખરી કેળવણી રહિત હોયછે. તેઓનામાં ખરા ખોટાનો, સારા નઠારાનો ને ફાયદા ગેરફાયદાનો વિચાર કરવાની શક્તિ થોડીજ હોયછે. આપણા કે-

ટલાક પુરૂષો કહેછે કે, સ્ત્રીઓની આવી હાલતમાં તેમને ઘરના કામકાજમાં મુખી બનાવીએ તો તેઓ જરૂર બિગાડ કર્યા વિના રહે નહિ. માટે તેઓ સમજુ થાય ત્યારે તે ઊપરીપણું તથા તે છૂટ આપવી !! એ વાત ખરી, પણ એવું બોલનારા જ સ્ત્રીઓને એ છૂટ લેવા યોગ્ય કરવાને કેટલો પ્રયત્ન કરેછે? તેમણે સ્ત્રીઓને લાયક કરવાને કાંઇ પણ પગલું ભર્યુંછે? કે નકામા, સ્ત્રીઓ યોગ્ય નથી માટે તે સત્તા તેમને ન આપવી, એમજ બોલ્યા કરેછે? ને યોગ્ય તો તેમની મેળે થશે નહિ વારૂ !! એ સત્તા આપવાનું અને તેનો વાજબી ઉપયોગ કરવાને લાયક કરવાનું કામ તમારૂં છે. તમે બાળવિવાહ બંધ કરી, યોગ્ય ઉમરે, લાયક વર સાથે પરણાવો, ને ત્યાં સુધી ખરી કેળવણી લેઇ, ઘરનું ઉપરીપણું ચલાવવાને લાયક થાય તેમ કરો. ઘણું કરીને તો તેઓ કેળવણી આપતાજ નથી, અને જો ભણાવેછે તો ફક્ત દશ વરસની થાય ત્યાં સુધીજ. દશ વરસની વિચાર કરવાને શક્તિવાન થઇ ન હોય, તેનામાં પૂરી સમજણ પણ આવી ન હોય, એટલામાં તો તેને નિશાળેથી ઉઠાડી લેવામાં આવેછે. તેનું પરિણામ એ થાયછે કે ભણવાથી ફાયદો થવો જોઇએ, તેને બદલે ઉલટો કોઇવાર ગેરફાયદો થાયછે. તે તોછડી ને છાલકા મનની થઇ જાયછે. નઠારી સ્ત્રીઓનાં બેનપણાથી, તેમની વાતો તેમની સોબતમાં બેસીને સાંભળ્યાથી, તથા પોતાના ગુણો તેમને આપવાની પોતાનામાં શક્તિ નહિ હોવાથી, ઘણીક મૂર્ખ સ્ત્રીઓ તેમના બગડેલા ગુણો ગ્રહણ કરી તેમના જેવી થઇ જાયછે ને તેથી તેઓ ઘરના ઊપરીપણાને અયોગ્ય થાયછે. છોકરાં સાથે, સગાં વાહાલાં સાથે ને પોતાના પતિ સાથે કયી યોગ્ય રીતે ચાલવું એ તેમને માલમ પડતું નથી, અથવા તે, તેઓ પોતાના અભિમાનમાં ભૂલી જાયછે. માટે

તેમને મોટી ઉમરની થતા સુધી ખરી કેળવણી મળે, તેમની વિચાર કરવાની ને સારૂં નઠારૂં પારખવાની શક્તિ ખુલે, ને પોતાનો ખરો ધર્મ જાણીને તેનો ઘટતો ઉપયોગ તેઓ કરી શકે, એવી લાયક થાય તેવો પ્રયત્ન કરો. દેશી ભાઇઓ ! એ તમારૂં, રે! એ આપણું કામ છે. એવી કેળવણી મળવાગાં બાળલગ્નથી થતી હરકત દૂર કરો. બાળલગ્ન એ આપણી સ્ત્રીઓને, આપણા મરદોને તથા આપણા દેશને કેટલું નુકસાનકારી છે, તે વિશે આગળ આવશે, તો પણ આ ઠેકાણે મારે એટલું તો જણાવવુંજ જોઇએ કે એ ધારાથીજ આપણો સ્ત્રી વર્ગ ને આપણો દેશ ઘણી બાબતમાં પાછળ પડી ગયોછે. એ ધારો સ્ત્રીઓને પૂરી કેળવણી મળવા દેતો નથી, મરદની કેળવણીમાં પણ હરકત કરેછે, તથા તેમની થતી ઓલાદને નબળી બનાવેછે. એથીજ તેમને બાળકો ઉછેરતાં આવડતું નથી; તથા એજ દેશને નામર્દ અને ગરીબ બનાવેછે. માટે એ ધારો જેમ બને તેમ જલદી દૂર કરી, સ્ત્રી મરદ યોગ્ય ઉમરનાં થાય ત્યાંસુધી ઘરનું કામ સારી રીતે ચલાવવાને લાયક કેળવણી લે, અને પોતાનાં છોકરાં અને સગાં વાહાલાં સાથે કેમ વરતવું તે સમજે, એવાં કરવાં, એ મારા કેળવાયલા દેશીઓ ! આપણું કામ છે. સ્ત્રીઓને યોગ્ય ઉમરે લાયક વર સાથે પરણવાને યોગ્ય કરવામાં જ્યાંસુધી આપણે પાછળ પડીશું, તથા જ્યાંસુધી ઘરનું ઉપરીપણું ચલાવવા તેમને લાયક કરવામાં પાછળ પડી શું, અને તેમને યોગ્ય બનાવી જ્યાંસુધી તેમની ખરી છૂટ આપણે નહિ ભોગવવા દઈએ. ત્યાંસુધી આપણા દેશનો કદિ ઉદ્ધાર થવાનો નથી; ત્યાં સુધી ધણી સાથે કેમ વર્તવું તે તેઓ કદિ જાણવાની નથી; ત્યાંસુધી તેઓ કદિ પોતાનાં સાસુ સસરા સાથે કેમ ચાલવું તે જાણવાની નથી; ત્યાં સુધી તેઓ કદિ પોતાની વહુઓ

સાથે, વહુવારૂ સાથે ને નણંદ ભોજાઈ સાથે કેમ વરતવું તે સમજવાની નથી; ત્યાં સુધી તેઓ કદિ પોતાનાં છોકરાં કેમ ઉછેરવાં, ધણી ને કેમ ને કેવી મદદ કરવી, એ સમજવાની નથી; ટુંકામાં ત્યાંસુધી તેઓ કદિ સારી માતા કે સારી સ્ત્રી થવાની નથી, એ નક્કી સમજવું.

આપણા દેશમાં ઘણુંકરીને દરેક કુટુંબની અંદર સાસુ વહુને બનતું નથી તથા તેઓ લઢીને પોતાના ઘરની ફજેતી કરેછે, તે આપણો દરેક દેશી જાણેછે. તેઓ જાણેછે કે સાસુ વહુ લઢીને મૂર્ખ સાસુ સસરાને, અને મૂર્ખ વહુ ધણીને સમજાવેછે તથા ઘરમાં કુસંપ કરાવી બાપ દિકરાને જુદા પાડેછે. બંને પોતપોતાના ધણીને સુખે ખાવા પીવા દેતી નથી અને આ સંસાર સાગરમાં ચાલતા વહાણના સઢ તેઓ ઘણીવાર કાપી નાંખેછે. સાસુ વહુની લઢાઇથી ઘણી વાર બાપ દીકરાને મોં જોવા વારો રહેતો નથી. દીકરો નાનો હોયછે, અભ્યાસ કરતો હોયછે, તેમ છતાં ગુજરાન ચલાવવાને તેને અભ્યાસ છોડવાની તથા નોકરી કે હલકો ધંધો શોધવાની જરૂર પડેછે, તેથી તેનો આખો જન્મારો ખરાબ થાય છે. વર વહુ નાનાં અને અણસમજુ હોવાથી, તેમણે માબાપના કહ્યામાં રહેવું જોઇએ, પણ જો માબાપજ અણસમજુ હોય, તેમને પોતાનાં વહુ દીકરા સાથે કેમ ચાલવું તે માલમજ ન હોય, વહુ દીકરાને કેટલી છૂટ આપવી જોઇએ, તથા તે છૂટનો તેઓ વાજબી ઉપયોગ કરે તે માટે તેમને શી રીતે ને કેવાં લાયક કરવાં જોઈએ, તે તેઓ જાણતાંજ ન હોય, તો તેથી માઠું પરિણામ થાય એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? આપણા દેશની માતાઓ ખરી કેળવણી રહિત હોવાથી તેઓ પોતાના ખરા ધર્મથી અજાણી હોયછે, તેથી પોતે પોતાને જે સત્તા હોતી નથી તે લેઇને તેનો ગેરઉપયોગ

કરેછે, અને તેનાં બહુ ગાઢાં ફળ થાયછે. તેઓ ધણી સાથે, દીકરા સાથે કે પોતાની વહુ સાથે લઢેછે, અને ઘરની ખરેખરી ફજેતી કરેછે તથા કુળનો નાશ† કરેછે.

વળી સ્ત્રીઓ અજ્ઞાન હોવાથી—પોતાના ખરા ધર્મથી અજાણી હોવાથી ઘરેણાં ગાંઠાં માટે બીજી પૈસાદારની સ્ત્રીઓનો દાખલો લેઇ સારાં લુગડાં ઘરેણાં માટે પોતાના ધણીની શક્તિ નહિ છતાં કજીઓ કંકાસ કરેછે, અને ધણીવાર તેને દેવું કરીને પણ તે ઘરેણાં કરાવવાની જરૂર પાડેછે. આ પ્રમાણે ઘણા બનાવો બનેલા મારી નજરે મેં જોયા છે. ધણી બિચારો હિણકમાઉ હોવાથી તથા ઘરેણાં કરાવી કરજના ખાડામાં પડવાથી તેને પોતાનું ગુજરાન ચલાવવું પણ મુશ્કેલ પડેછે. કેટલાક કરજની ને ગુજરાન ચલાવવાની ચિંતામાં શેકાઇને મરી જાય છે, કે સ્ત્રીને વહેતી મૂકી, ઘરબાર તજીને વેરાગી થઇ જાયછે. વેરાગીઓની અને સાધુઓની તપાસ કરીશું તો આવી રીતે થએલા ઘણા માલમ પડશે. સ્ત્રીઓ અજ્ઞાન હોવાથી પોતાના ધણીને આવી હાલતમાં લાવેછે, એટલુંજ નહિ, પણ એ વિના બીજી ઘણી હાનિ કરેછે. ધણીની મરજી નહિ છતાં પોતાનાં છોકરાંનાં બાળલગ્ન કરાવનાર તે મૂર્ખ સ્ત્રીઓ છે. પોતાના દીકરાને કે દીકરીને વેહેલી વેહેલી પરણાવી લા'વો

---

†મનુસ્મૃતિના ૩ જા અધ્યાયના ૫૭ મા શ્લોકમાં મનુ કહેછે કે–

**शोचन्तिजामयोयत्रविनश्यत्याशुतत्कुलम् ।**
**नशोचन्तितुयत्रैतावर्द्धतेतद्धिसर्वदा ॥**

અર્થ–જે કુળમાં બેન, બાયડી અને બીજી સગી સ્ત્રીઓ કંકાસ કરેછે તે કુળનો ઝટ નાશ થાયછે, અને નથી કરતી તે કુળમાં સદા ચઢતી થતી જાયછે.

લેવાની ઉત્કંઠામાં એ મૂર્ખ સ્ત્રીઓ આવેછે, પોતાના જેવી અજ્ઞાન સ્ત્રીઓની શિખામણ માનેછે કે તેમના દાખલા લે છે, અને પોતાનાં છોકરાં જલદી જલદી પરણાવવાનો પોતાના ધણીને આગ્રહ કરેછે. દીકરાની માતાઓ ઘરમાં વહુ લાવી—આઠ દશ કે તેથી પણ થોડા વરસની ઉમરની વહુ લાવી—સાસુ થવા ઇચ્છેછે. તે એટલાજ માટે કે પોતાના ઉપર જેવું પોતાની સાસુએ ઉપરીપણું ચલાવ્યું, તેવું પોતે પોતાની વહુ ઉપર ચલાવતી થાય. વહુ સમજુ હોય અને સાસુના ગેરવાજબી ઉપરીપણાને તાબે ન થાય તથા તેના જુલમ ન સાંખે તો તેના નાનકડા ધણીને સમજાવી, ખૂબ પૂજા કરાવેછે. વળી પોતે તેને નિંદેછે ને ગાળો દેછે. તેથી છેવટ વહુને તેની અયોગ્ય સત્તા તોડવાને સામા થવાની જરૂર પડેછે. જ્યારે સાસુ, વહુને પોતાના સામી થતી જૂએછે, ત્યારે પોતે રડી કૂટીને પોતાના પાડોસીઓની, પોતાના ધણીની અને પોતાના દીકરાની દયા પોતાના ઉપર ખેંચે છે. દીકરો—પાપી ને મૂર્ખ દીકરો–પોતાની મા કાંઈ ખોટું કરેજ નહિ એમ માની નિર્દોષ વહુને મારેછે. આખરે એ પ્રમાણે ઘણું થાયછે, ત્યારે વહુ કાંતો ધણીની સામે થાયછે, કે કૂવામાં પડીને કિંવા બીજી રીતે પોતાનો પ્રાણ ત્યાગ કરેછે. આ પ્રમાણે આપણા દેશી કુટુંબોમાં દયા આણવા જોગ ઘણા બનાવ બનેછે. એ દયા આણવા જોગ બાબતનો અચ્છો ચિતાર સાસુ વહુની લડાઇના પુસ્તકમાં ચિતર્યો છે. જો વહુ આત્મહત્યા નથી કરતી તો તે દીકરાનો બાપ—તેનો પાપી બાપ–તેની સ્ત્રીના સમજાવ્યાથી અને તેના દીકરાની મૂર્ખાઇને લીધે તેને બીજી વાર પરણાવેછે. એ રીતે તે બાપડી નિરપરાધી વહુનો આખો જન્મારો ખરાબ કરેછે. એ નવી આણેલી વહુ પણ

ઘણુંકરીને તો જૂનીના જેવીજ સુખી થાયછે !! એ નવી વહુ લાવનાર વરને અને તેના બાપને તો શું કહેવું? પણ એકવાર જોયું છતાં તેજ ઘરમાં પૈસાને ખાતર દેનાર એ નવી વહુના બાપને કેવો જાણવો? તેણે એકવાર જોયું કે જે ઘરમાં બીજાની છોકરી સુખી ન થઇ ને તેનો આખો જન્મારો બગડયો તેજ ઘરમાં પોતાની છોકરી કેમ સુખી થશે? તેનો લગાર પણ વિચાર તો કરવો !! પૈસાને ખાતર પોતાના વહાલા બાળકનો ભવ બગાડનાર—એક ઉપર બીજી સ્ત્રી દેનાર-પાપી માતા પિતા, ધિક્કાર છે તમને! ખરેજ તેઓ પહેલવહેલાં આંધળા થઇને ખાડામાં પડેછે. પણ પછી જ્યારે તેમની દીકરી દુખી થાયછે, અને તેના દુ:ખનાં રોદણાં રડતી તેમની પાસે આવેછે, ત્યારે તેઓ ઘણાંજ પસ્તાયછે. પછી તેઓ કહેછે કે અમે ક્યાં અમારી દીકરીને દુ:ખના ખાડામાં નાંખી! પણ પહેલેથી વિચાર કરતાં નથી કે જે ઠેકાણે એક સુખી ન થઇ ત્યાં બીજી કેમ સુખી થશે? બીજીનું બૂરૂં ઈચ્છી પોતાની દીકરીનું સારૂં કરવા ઇચ્છે, પણ તે કેમ થાય?

આપણી સ્ત્રીઓ જેમ વહુ સાથે કેમ ચાલવું તેથી અજાણી છે, તેમ ધણી સાથે કે છોકરાં સાથે કેમ વરતવું તેથી પણ તેઓ બરાબર માહીતગાર હોતી નથી. ઉપલી બાબતના પેટામાંજ આ આવી જાયછે, તોપણ એ સંબંધી એ વિના બીજું કેટલુંક વધારે કહેવાનું રહી જાયછે, તે અત્રે વિસરવું જોઇતું નથી. આખો દહાડો મેહેનત કરી થાકીને પોતાનો ધણી આવ્યો હોય, તેને શાંત કરવાને માટે સ્ત્રી તેની સાથે મીઠા વચને બોલ્યાને બદલે ધણી આવેછે કે તુરત તેની આગળ ફરીઆદીઓના એક ઉપર એક એમ ઢગલા રજુ કરેછે. આજતો છોકરો આમ બોલ્યો, વહુએ મને આ-

વીં ગાળો દીધી, મારી સાથે આ પ્રમાણે લઢી, ફલાણાનો છોકરો કે તેની વહુ કેવાં તેની મા કે સાસુના કહ્યામાં રહેછે! આતો ઉલટાં મારા સામાં થાયછે. રામકોરના ધણીએ જુવો ફલાણું ઘરેણું કરાવ્યું, ને શામકોરના ધણીએ પટણી પટોળું લીધું. પેલી પ્રેમકોરનો ધણી તો તેને હથેળીમાં નચાવેછે, ને તમે તો મારે સારૂ કાંઇએ ઘડાવતા નથી, ને લેતા પણ નથી. આ રીતે હજારો જાતની ફરીઆદીઓની વચ્ચે પોતાના ધણીને મુકેછે. બહારથી થાકીને અને મુંઝાઇને આવેલો ધણી ઘેર આરામ પામવાને બદલે આ પ્રમાણે ચિંતાની ચિતામાં પડેછે ત્યારે કંટાળી જાયછે. શું કરવું ને શું કહેવું તેની તેને ગમ પડતી નથી. જ્યારે સ્ત્રી જુએછે કે ધણી પોતાની ફરીઆદીના જવાબમાં કાંઇ કહેતો કરતો નથી, ત્યારે તેની સાથે કજીઓ કરીને લઢી પડેછે. આવી હાલતમાં કોઇ કહેશે કે તે કુટુંબ સુખી હોય? છોકરાંને કેમ ઊછેરવાં, તેમને કેવી રીતે કેળવણી આપવી, કેવી સોબત કરી આપવી, તેમની સાથે કેમ વરતવું ઈત્યાદિ તેમની માને માલમ ન હોવાથી, તે, તેનાં છોકરાંનો ભવ બગાડેછે. છોકરાંના સાંભળતાં ગાળ દેછે, જૂઠું બોલેછે, તેમને ચોરી કરતાં અટકાવ્યાને બદલે ઉશ્કેરેછે, અને તેમને પોતાના જેવાં બનાવેછે. તેમને સ્વચ્છ રાખી, સ્વચ્છ લૂગડાં પેહેરાવી સુઘડ કર્યાને બદલે, ગંદાં બનાવેછે સારી સોબત રાખ્યાને બદલે, નઠારાં છોકરાંની સોબતમાં રમવા દેઇ તેમના જેવાં લૂચ્ચાં, જૂઠાં ને નઠારાં બનાવેછે. તેમના સાંભળતાં વેહેમ ભરેલી, ભૂતની, ડાકણની, જાદુની, મંત્રની, જોષ કે ગ્રહફળ આદિની, શુકનની, એવી એવી વાતો કહી તેમને નાનપણમાંથીજ વેહેમી ને બીકણ બનાવેછે કે જે વેહેમ મોટા થયા પછી કહાડવા ઘણા મુશ્કેલ

પડેછે, અથવા તો મરતા સુધી જતાજ નથી. છોકરાંની નાનપણમાં કેમ માવજત કરવી, તેમને કેવો ખોરાક આપવો, માંદાં પડે તો બાધા કે માનતા માન્યાને બદલે કેમ ઉપાય કરવો એ માલમ નહિ હોવાથી, ઘણીવાર ઘણી અજ્ઞાન માતાઓ નાનપણમાંજ પોતાના બાળકનો પ્રાણ ખુવેછે. કેટલીક વેહેમી માતાઓ પોતાના બાળકને બળીઆદેવ ગુસ્સે થશે એમ જાણી નાનપણમાંથી શીળી કઢાવતી નથી, જેથી બળીઆદેવ ગુસ્સે થઈ બાળકનો પ્રાણ હરી લેછે, કે ઘણાંને આંધળાં કરેછે! નજર લાગી હશે, ભૂત વળગ્યું હશે, ચકલામાં પગ પડ્યો હશે, કે મૂઠ મારી હશે, એવા વેહેમમાં બાધા આખડી કરેછે, ચકલે ઉતાર મૂકેછે, નજર બાંધેછે, પણ તાકીદથી ઓસડ કરતી નથી, તેથી પોતેજ પોતાના વહાલા બાળકની હત્યારી મા થાયછે—વિના કારણે મૂર્ખાઈથી મારી નાંખેછે.-તેમ છતાં જો બાળક ઉછરેછે તો પોતે કેળવણી રહિત હોયછે એટલે તેને કેળવણી આપી શકતી નથી, સુનીતિ ને સન્માર્ગ બતાવી શકતી નથી, સુસંગત કરાવી શકતી નથી, પણ તેમને પોતાનાજ જેવાં, પોતાનો દાખલો આપી બનાવી મૂકેછે. કાંતો નિશાળે ભણવા સારૂ મૂકતીજ નથી, અને બીજીઓનો દાખલો લેઇ જો મૂકેછે તો તેમના અભ્યાસ વિષે પોતાની અજ્ઞાનતાને લીધે તપાસ કરી શકતી નથી. તેમ છતાં થોડું ઘણું ભણેછે એટલામાં તો તેમને પરણાવી તેને લા'વો લેવાનો આવેછે!! પોતાના બાળકોનું શું થશે, તેનો વિચાર કરતી નથી. તેઓ આગળ ઉપર ગુજરાન કેમ ચલાવશે, સંસાર તેમનો કેવો નીભશે, વહુ લાવવી હોય તો વહુ કિંવા વર લાવવો હોય તો વર કેવો છે, તેનાં ગુણ, ચાલ આકૃતિ કેવું છે, ત્યાં ગયાથી છોકરૂં સુખી થશે કે દુખી, તેની

તે કાંઇ તપાસ કરતી નથી. તેમનું ગમે તે થાઓ, પણ પરણાવીને જ્યાં ત્યાં મને લાવો લેવા દો. આવી જાતનો આંધળો લાવો લેવાને ઇચ્છનારી આંધળી માતાઓ આ દેશમાં કાંઇ થોડી નથી. ઘણુંકરીને સઘળી છે. બાળકનો અભ્યાસ તજાવી, તેને વહુ આણીઆપી, તેની મા ખુશી થાયછે. જાણે પોતે પોતાનો એક મોટો ધર્મ બજાવ્યો—રે! ધર્મ શાનો અધર્મ બજાવી પરવારી હોયની? તેમ તે શાંત થઇ ખુશી થાયછે. અજ્ઞાન બાળક પોતાનો અભ્યાસ છોડી દઈ બચપણથી સંસારની માયામાં પડેછે, ને છેવટે જ્યારે સાસુ વહુને બનતું નથી તથા પોતાનાં મા બાપ જરૂર પાડેછે, ત્યારે તેમનાથી જુદા રહેવું પડેછે. ગુજરાન કેમ ચલાવવું એની મુશ્કેલી પડેછે ત્યારે તે ગમે તેવી હલકી ગુમાસ્તી કે નોકરી ખોળી પેટ પોષેછે, ને આખો જનમારો દુઃખમાં ને મુશ્કેલીમાં પૂરો કરેછે. આ પ્રમાણે એક અજ્ઞાન–પોતાના ખરા ધર્મથી અજાણી–સ્ત્રી જન્મેછે ત્યારથી તે મરેછે ત્યાં સુધીમાં તેના ધણીનો, છોકરાંનો ને વહુનો આખો ભવ બગાડેછે, ને દુખી કરેછે. પોતે પણ લગારે સુખી થતી નથી. તેના વાહાલા ધણીનું ને વાહાલા છોકરાના દુખનું કારણ થાયછે. છેવટે દેશને દુખી અને કંગાલ હાલતમાં લાવનાર તથા કુટુંબોને દયા ખાવા જોગ સ્થિતિમાં આણનાર તે આપણી સ્ત્રીઓનું અજ્ઞાનપણું છે.

ઉપલા વર્ગની સ્ત્રીઓ ઘણું કરીને ઘરમાં બેઠી બેઠી કાંઈ કામ કર્યા વિના હાડકાની હરામ થઇ જાયછે. ચાકરો હોવાથી ઘરમાં પોતાને તેમનું ઉપરીપણું કરવાનું હોયછે. પણ તે કામે તેમને આવડતું નથી. ઘણીક અયોગ્ય વર્તણુક ચલાવેછે; ચાકર ગુસ્સે થાય એવા હુકમ કોઇ કરેછે તેથી તેમને માઠું લાગેછે, અને તેથી તેઓ તેમનું કામ

દીલ દેઇ કરતા નથી. પણ ઉલટું નુકસાન કરેછે. ચાકર કેવો ને શા ભાવનો માલ લાવેછે તેની તપાસ કરવાની ટેવ શેઠાણીઓ રાખતી નથી, તેથી તથા નામું બરાબર પોતે ( આવડતું નથી માટે ) રાખતી નથી તેથી ઘણા ચાકરો તેમને છેતરેછે કે નુકસાન કરેછે. શેઠાણીઓ એમજ જાણેછે કે અમારે તો કાંઈ કામ કરવાનું છેજ નહિ. ઘરમાં ગંદવાડ, વાસણ મેલાં, લૂગડાં બગડે પણ તેમને દરકાર નહિ. તકીએ બેઠાં બેઠાં ચાકરો ઉપર મરજી મુજબ હુકમ કરવા, પોતાની બેનપણી કે દાસીઓ સાથે નકામી કુથલી કરવી, ગપોડાં મારવાં, નઠારી ને વહેમી વાતો કરવી, બીજીઓની નિંદા કરવી, સારાં સારાં લૂગડાં ઘરેણાં પહેરી દેવ દર્શન માટે જવું, એજ માત્ર અમારૂં કામ છે એમ તેઓ સમજેછે. ચાકરને મોટા ઘાંટા પાડી સાદ કરવા, વહેલાં સૂવું, મોડાં ઉઠવું, દિવસે પણ આરામ લેવો—જાણે કામ કરીને થાકીજ ગયાં હોયની!-સારાં સારાં મિષ્ટાંન જમવાં, વસ્ત્રાલંકાર પહેરવામાં કાળ કાઢવો, એજ અમારૂં કામ છે. અમને મહેનત કરવાને ઇશ્વરે સરજ્યાંજ નથી-પરમેશ્વરે આપેલા હાથ પગ જાણે નકામાજ હોયની!—તેમ તેઓ સમજેછે. પોતાના જેવી બીજીઓના દાખલા લેઈ સારાં સારાં લૂગડાં ઘરેણાં માટે હઠ લેઈ તેમાં ખરચ કરાવવું, ન કરાવે તો રોજ કંકાસ કરવો, તુંબડાં જેવું મોં કરી બેસવું, એજ અમારૂં કામ છે એમ તેઓ સમજેછે. એ બાબતમાં તેઓ કેટલી ભૂલ કરેછે તે હું આગળ ઉપર બતાવીશ. કોઇના ધણી ગરીબ હોવાથી ચાકર રાખી શકાતા નથી, અથવા રાખેછે તો પાણી ભરી જાય ને વાસણ માંજી જાય, એવાનાં ઘર ઘણીવાર ઉકરડા જેવાં હોયછે.

શેઠાણીઓની માફક સાધારણ વર્ગની સ્ત્રીઓ પણ

ઘરમાં સફાઇ રાખવામાં કાંઇ સમજતી નથી. તેઓ ખાવાપીવાનું કર્યા પછી ગપો મારવામાં, નિંદા કરવામાં, આ ઘેરથી આ ઘેર ફરવામાં પોતાનો વખત કાઢેછે. ઘરના સાધારણ કામથી પરવારી તેઓ પણ ઉપલા વર્ગની સ્ત્રીઓની માફક વખતે થોડો વખત ઊંઘવામાં કહાડેછે. ઉપલા વર્ગની સ્ત્રીઓની માફકજ તેઓ પણ કાંઈ સારાં કામ કરતી નથી. મંદિરે જાયછે પણ ધર્મ તે શું એ જાણતી નથી. ઇશ્વર વિશે વિચાર કરવો, થએલા ગુનાની માફી માગવી, તેનાથી ડરીને ચાલવું, એમાંનું કાંઇ તેઓ જાણતી નથી ને કરતી નથી. પોતે શીખી હોતી નથી કે શીખતી નથી. જો કે તેઓ ઉપલા વર્ગની સ્ત્રીઓ કરતાં ફરવા હરવામાં વધારે છૂટ લેછે તોપણ તે માત્ર પોતાની બેનપણીઓને ત્યાંજ. પોતાના પતિના કામમાં પોતે કાંઇ મદદ કરતી નથી, ઘરનું નામું રાખતી નથી, આવક ખરચનો વિચાર કરતી નથી, વિચારીને ખરચ કરતી નથી, કે છોકરાંની કેળવણી ઉપર ધ્યાન આપતી નથી. માત્ર ઘરેણાં માટે કે સારાં લૂગડાં માટે પોતાની સખીઓનો દાખલો લેવો ને કંકાસ કરવો એ તેમનું કામ. પોતાનાં બાળકોને વહેલાં પરણાવી લા'વો લેવો ને સાસુ થઇ વહુ ઉપર અમલ ચલાવવો એ તેમનું કામ. એ કેટલું નુકસાન કરતા છે તે બતાવીશ.

આ બંને વર્ગ કરતાં નીચલા વર્ગની સ્ત્રીઓ કાંઈક સારી છે. એમ નથી કે તેઓ સદ્ગુણી છે; એમ નથી કે તેઓ ઉપલા બંને વર્ગ કરતાં વધારે હોશિયાર, બુદ્ધિવાન ને કેળવાયલી છે; એમ નથી કે તેઓ ખરી ભક્તિ સમજેછે ને કરેછે; એમ નથી કે તેઓ સુઘડ ને સમજુ હોઈને ઘરમાં બરાબર વ્યવસ્થા ને બંદોબસ્ત કરી રાખેછે; એમ નથી કે તેઓ ધણી સાથે લૂગડાં, ઘરેણાં કે બીજા કાં-

રણુથી કજીઓ કંકાસ કરતી નથી; પણ જો તેઓ ઉપલા બંને વર્ગ કરતાં સારી છે તો તે માત્ર ધણીનાં કેટલાંક કામમાં મદદ કરેછે, તેમાંજ છે. ઘાંચણ, મોચણ, દરજણ, કુંભારણ, સોનારણ, લુહારણ ઇત્યાદિ કેટલીક હુન્નર કરનારી વર્ણની સ્ત્રીઓ પોતાના ધણીના કામોમાં મદદ કરેછે—તેને સીવવા, ભરવા, ઘડવા કે વેચવા લાગેછે. સોનારણ ગુંથવાનું, મણકા કરવાનું ઈત્યાદિ પોતાનાથી થઈ શકે એવું કામ કરેછે. એજ પ્રમાણે મોચણ, અને દરજણ સીવેછે. ઘાંચણ દુકાને બેસી વેચેછે, બળદ હાંકેછે, ને તેલ કહાડેછે. કણબણ ખેતરમાં જઈ ઢોર લેઇ જવાં, ચારવાં, ઘાસ લાવવું, ખાવાનું કરીને પોતાના ધણીને સારૂ લેઇ જવું, ઘેર ઢોરોની બરદાશ લેવી, ઇત્યાદિ કામોમાં પોતાના ધણીને મદદ કરેછે. પણ બીજી બાબતોમાં તો તેઓ બંને વર્ગની સ્ત્રીઓ જેવીજ અથવા કેટલીક બાબતમાં તેમના કરતાં પણ નીચ સ્વભાવની ને નઠારી હોયછે.

પાટીદાર ને ગરાસીઆની સ્ત્રીઓની હાલત વધારે દયા ઉપજાવવા જોગ છે. તેઓ આખા દિવસમાં ઘર બહાર જવા પામતી નથી—બહાર નીકળી શકતી નથી. ઘરમાં બેઠાં બેઠાં ઘરમાંનું કામ કરવું એજ તેમનું કામ. તેમાંની ઘણી સ્ત્રીઓએ તો પોતાના ગામનો પણ ઘણો ભાગ તો નહિ જોયો હોય !! કેમકે તેમને ઓઝલ પડદે રહેવું પડેછે. પરગામ જાયછે તો ગામમાં પડદામાં જાયછે. આથી એટલું તો ખરૂં કે તેઓ તેમનાં ઘર ચોખાં રાખી શકેછે તોપણ તેમના શરીરને ઘણું નુકસાન થાયછે. જેમને ચાકરો હોયછે ને ઘરમાં બેસી રહેવાનું હોયછે તેઓ તો ઉપલા વર્ગની વાણીઆણ કે બીજી જાતની કરતાં પણ વધારે નબળી હોયછે. પણ જેને ઘરનું કામ હાથે કરવાનું હોયછે તેઓ કાંઈક

શરીરે સારી હોયછે, કેમકે તેમને સવારમાં કોઇ ઉઠયું ન હોય તે પહેલાં ઊઠી છાણ વાસીદું કરવાનું ને પાણી ભરવાનું હોયછે. પણ તે સઘળીને ઘરમાં પોતાના માણસો સિવાય બીજાં કોઇ વાત કરવાને ભાગ્યેજ મળેછે અને જો આડોસી પાડોસી મળેછે તો તેઓ પણ પોતાનો વખત ગપ મારવામાં ને નિંદા કરવામાંજ ગાળેછે.

મોટાં મોટાં શેહેરો જેવાં કે સુરત, ભરૂચ, અમદાવાદ વગેરે કે જ્યાં આગળ નદી હોયછે તે શેહેરોની ઘણીખરી સ્ત્રીઓનો રીવાજ એવો હોયછે કે તેઓ અગીઆરસ, સોમવતી અમાસ અને એવા તેહેવારોને દિવસે સવારમાં વેહેલાં ઉઠીને અને આડે દહાડે સાંજના પોહોરની ઘણું કરીને હમેશાં નદીએ નહાવા ને લૂગડાં ધોવા જાયછે. તીર્થના ગામમાં જો નદી કે તળાવ હોયછે—જેવાં કે ડાકોર, ચાણોદ ઇત્યાદિ, ત્યાં ઘણું કરી દરરોજ સ્ત્રીઓ સવારમાં નાહાવા ને લૂગડાં ધોવા જાયછે. નદીએ નહાવા જવું અને લૂગડાં ધોઇ સ્વચ્છ રહેવું એમાં આપણાથી વાંધો લેઈ શકાય તેમ નથી. પણ નહાવા ધોવાની તેમની રીત ઘણી ખરાબ હોયછે. હજારો માણસ જતા આવતા હોય ત્યાં આગળ સ્ત્રીઓ ઉઘાડે શરીરે માત્ર કમરપર કપડું લપેટી લોકોના દેખતાં વગર શરમે નહાય, નદીમાં તરવા પડે×, એક બીજા ઉપર પાણી ઉછાળે ને જળક્રીડા કરે, અગર કાંઠા પર બેશી લૂગડાં ધૂવે અને તમાશગીરોની દરકાર કરે નહિ પણ કોઈ લુચ્ચો માણસ મશ્કરી કરે તો બેદરકારપણે તેની મશ્કરી કરી એ અનીતિનો માર્ગ ઉઘાડો કરેછે. તીર્થોમાં ને મોટાં શેહેરોમાં એવાંજ કારણોથી ગામડાંઓ કરતાં કુકર્મ

×ચાણોદકન્યાળીમાં સ્ત્રીઓ ચોટલો ફગાવી કમર બાંધી નદીમાં નહાવા પડેછે ને તરે છે. પર પુરૂષના દેખતાં એમ કરવું એ ધિક્કારવા લાયક છે.

વધારે પસરેલાં હોયછે. ગામડાંની સ્ત્રીઓમાં અદબ અને શેહેરનીમાં બેઅદબી વધારે હોયછે. સમજુ સ્ત્રીઓને છૂટ આપવી જોઈએ પણ તે છૂટનો ઉપયોગ મૂર્ખ સ્ત્રીઓ આડે માર્ગે કરે અને તેથી દુરાચાર વધે એમ નહિ થવું જોઈએ. એવી રીતે ન થાય માટે તેમના ધણી, સાસુસસરા, માબાપ ને ભાઇ ભાંડુઓએ સંભાળ રાખવી જોઇએ. સારી સોબત વિના જુવાન સ્ત્રીઓને મંદિરે, દેહેરે, નદી કે તળાવપર જતાં અટકાવવી જોઇએ. ગરીબ ઘરની સ્ત્રીઓને નદીપર લૂગડાં ધોવા ગયા વિના ભાગ્યેજ ચાલે. પણ જેને નીતિ સાચવવી હોય, અદબ રાખીને લૂગડાં ધોવાં હોય તો તે નહિ થઇ શકે એવું કાંઇ નથી. પોતાના આખા શરીર પર કપડું ઢાંકીને પણ લૂગડાં ધોઇ શકેછે, નદીમાં નાહાતી વખતે પણ આખા શરીરપર લૂગડું રાખી શકેછે. અને તેમ પોતાની લાજ સાચવતાં પોતાનું કામ કરી શકાય છે તો પછી માત્ર કમરપરજ કપડું રાખી નહાવું કે લૂગડાં ધોવાં ને તમાસગીરોની નજરે પડવું એ બિલકુલ ધિક્કારવા લાયક છે. જે શ્રીમંત ઘરની સ્ત્રીઓ સવારમાં ભજનીઆં બોલતી નદીએ જતાં અને પાછી વળતાં આપણે ઘણીવાર જોઈએ છીએ, સારાસારા ઘરની સ્ત્રીઓ તાંબા પીતળનાં બેહેડાં લેઇ નદીએ ધોવા જતાં જોઇએછીએ, નદીપર ઉઘાડે શરીરે ધોતાં કે નહાતાં અગર બેહેડાં અજવાળતાં જોઇએછીએ, તે દીલગીરી ઉપજાવનારી ને તેમની નીતિને નુકસાન કરનારી બીના છે. માટે જેથી બૈરાંની લાજ ન સચવાય તેવાં કામ કરતાં અટકાવવાને તેમની આસપાસનાઓએ સંભાળ રાખી યોગ્ય ઉપાયો કરવા જોઈએ.

સ્ત્રીઓને અપવાસ કરવાના ઘણા ઘણા દિવસો અને

બ્હાનાં છે. ગોરપૂજા, ગૌત્રાટ, ચાંદ્રાયણ; સૂર્યપૂજા, અગીઆરસો અને એ વિના ઘણાં છે. તે સઘળા દીવસોપર તેઓ અપવાસ કરીને નદીએ નાહી પવિત્ર થવાને જાયછે. તેઓમાં કોઈ જાણીબુજીને તથા કોઈ અજાણપણામાં ઉપર પ્રમાણે બેઅદબીથી વરતેછે. કોઈ કોઈવાર અપવાસ કરવો એ શરીરને ફાયદાકારી છે પણ અપવાસ કરનારી સ્ત્રીઓ તો મુવા પછી મોક્ષ મળશે એમ સમજીનેજ કરેછે. એ પ્રમાણે એક તરફથી ઇશ્વરને રાજી કરવા અપવાસ કરવો અને તીર્થસ્થાન (મોટી નદી સઘળી તીર્થ મનાય છે) કરવું, અને નીતિના નિયમો નહિ સાચવી તેજ ઈશ્વરને ગુસ્સે કરવો એ કેવું ખોટુંછે! એવી મૂર્ખ સ્ત્રીઓ જો એમ સમજે કે તેઓ જેને રાજી કરવાને અને જે માટે અપવાસ કરી તીર્થસ્નાન કરેછે તે તેમની તીર્થસ્નાન કરવાની રીતથી તો ઉલટો ગુસ્સે થાયછે, તો હું ધારૂંછું કે તેઓ ખચીત પોતાની નીતિ સચવાય તેમ સ્નાન કરશે. આ ઉપરથી નદીએ નહાવાથી મોક્ષ મળશે એમ મારે કહેવાનો ભાવાર્થ છે એમતો કોઈએ નહિ સમજવું. જેઓ એમ સમજીને નદીએ નહાવા જાયછે તેમને સમજાવવા માટેજ ઉપલા બે બોલ મારે કહેવા પડયા.

અપવાસ કરવો એ કોઇ કોઇ વાર શરીરને ફાયદો કરેછે. એવા અપવાસો ચોમાસામાં ઘણા આવેછે. ચોમાસામાં અનેક જાતની તરકારીઓ અને એ વખતમાં તેહેવારો ઘણા આવ્યાથી મીષ્ટાંનો જમવાનાં મળેછે તેથી અવિચારી ખાનારને અપચો થઈ શરીર બગડી જાયછે. તેવે વખતે થોડે થોડે આંતરે રેચ લેવાથી કે અપવાસ કરવાથી શરીરને ફાયદો થાયછે ને અજીર્ણ વિકાર નડતો નથી. પણ તેની હદ જોઈએ. ઘણા અપવાસો સાથે કરી મરણ તોલ

ગાંદા પડવું, અપચો ન હોય—બરાબર પચતું હોય તોપણ અપવાસો કરી મરવું, એ ઘેલાઈ છે. શ્રાવકોના પચુસણમાં કેટલીક સ્ત્રીઓ તો મહીનો મહીનો ને બે બે મહીના બિલકુલ ભૂખી રહેછે. તેમનો વરઘોડો કહાડેછે ત્યારે પાલખીમાં કે મેનામાં મરવા જેવી લોથ થએલી એવી સ્ત્રીઓ આપણે જોઈએછીએ. તેમનાથી ઉઠાતું નથી, બોલાતું નથી પણ માત્ર બેભાન જેવી હાલતમાં પથારીમાં પડી રહેછે. આવા અપવાસ કરવા એ ખરેખરી તેમની ગાંડાઇ, મૂર્ખાઈ ને ભોળપણ છે. વાણીઆ બ્રાહ્મણની સ્ત્રીઓ પણ કેટલીક ચંદ્ર કે સૂર્યને જોઈને ખાવું એવી બાધા લેછે, અને ચોમાસામાં ચંદ્ર કે સૂર્ય ન જણાય ત્યારે ભૂખે મરેછે. કેટલીક સુદિ પડવેએ એક કોળીઓ, બીજે બે, એમ વધેછે ને વદિ પડવાથી ઉતરતી જાયછે તે અમાંસે બિલકુલ ખાતી નથી. કેટલીક નખે ફોલેલા ચોખા દરરોજ અમુક રકમ જેટલા ચઢતાં ચઢતાં અને પછી ઉતરતાં ઉતરતાં રાંધીનેજ માત્ર જમીને રહેછે. ગોરપૂજા એ નાની છોડીઓના અપવાસનો તેહેવાર છે. આ તેહેવારો ઉપર નાની નાની છોડીઓ અપવાસ કરી મંદિરમાં કે રસ્તામાં માંહો માંહે લઢેછે, ગાળો દેછે, જૂઠું બોલેછે ને કૂટેછે. નદી ઉપર નહાવા જાયછે ને જીભાળી ગાળો દેછે. તેમનાં માબાપ, ભાઈ, સાસુ સસરો, દીએર જેઠ કે કોઈની પણ દરકાર કર્યા વિના બેફાક જીભાળું બોલી તેમનાં માબાપને લજવેછે. ઇશ્વરને રાજી કરવાને અપવાસ કરી, જીભાળું બોલી તેનેજ ગુસ્સે કરવો એ કેટલું ખોટું છે?

અપવાસ કરવાથી મેં શરીરને ફાયદો બતાવ્યો તે વિના બીજો ફાયદો એ કે દેહદમનથી મનોવિકાર શાંત થાય ને મન નીતિને માર્ગે જાય યાને ઇચ્છે તો જવું સેહેલું પડે. શાસ્ત્ર કરતાઓએ ફાયદો બતાવી અપવાસ કરવા લખ્યું

હોત તો હું ધારતો નથી કે આજે જેટલી અપવાસ કરેછે તેમાંની સોમો હીસ્સો પણ કરત. અને તેથીજ હું ધારૂંછું કે તેમણે આવી યુક્તિ રચી હશે. પણ તેનો ભાવાર્થ સમજ્યા વિના ભરડનારાં બાઈરાંએ અપવાસ કરવાની બાબતને વહેમની જાળ બનાવી હદપાર આણી મૂકીછે. અને તેથી ઘણી તો શરીરનો ફાયદો ભોગવવાને બદલે શરીર બગાડી મરણ પામેછે, ને નીતિનો સુધારો કોઈને થતો નથી. નદીના ઓહોળા પાણીમાં નહાવાને અને ધોવાને સુગમ પડે માટે લખનારાઓએ નદીએ નાહાવાનું પુન્ય કહ્યું હશે. જેમાં પુન્ય ન હોય તેવી બાબત લોકો ને તેમાં વિશેષે મૂર્ખ બાઈરાં ઝટ પકડી લેતાં નથી અને તેથીજ લખનારાઓ શરીરસુખ અને સુઘડતાઈના માર્ગને પુન્યનો માર્ગ બનાવી ગયાછે. પણ એથી સદ્ધર્મનો લોપ થયોછે. સરજનહાર મહાપ્રભુ સંબંધી જ્ઞાન અને ભક્તિ જતાં રહ્યાંછે, કેવળ વેહેમ પ્રસરી રહ્યોછે, અને દુરાચારને આધાર મળ્યોછે. માટે જે કારણથી અપવાસના ને નદીએ નાહાવાના રીવાજો ઘણી મુદતથી ચાલ્યાછે તે કારણોનો વિચાર કરી તે પ્રમાણે આપણી સ્ત્રીઓ વરતે; પુણ્ય સમજીને નહિ પણ અજીર્ણ અને મદોન્મતપણાને ટાળવાને, કરેલાં પાપના પશ્ચાતાપને અર્થે શિક્ષા સમજીને અપવાસ કરે કે જેથી ફરીને કુકર્મ, અસત્ય ભાષણ, દ્વેષ વગેરે દુર્ગુણોથી મન દૂર રહી સદ્વિચાર કરે; શરીર તથા વસ્ત્રશુદ્ધિને અર્થે જરૂર હોય તો નદીએ નાહાવા ધોવા જાય, પણ ભૂંડું બોલે નહિ કે યોગ્ય લાજમર્યાદા તજે નહિ ને પોતાની નીતિ સચવાય તેમ નાહી, ચાલી આવે. તેમ થવું જોઈએ. સન્નારીને ચોટલા ચોળવાની કે હોળવાની જગા નદીના કાંઠા કે તળાવની પાળ કે ઓટલો કે આંગણું નથી; એ કામ ઘરમાં એકાંત

સ્થાનમાં કરવું; દાતણ પણ ઓટલે બેસી કરવું નહિ. નાહાવાને પણ એકાંત સ્થળ જોઈએ. આપણા લખનારાઓએ ખરાં કારણ છૂપાવી અગર ઉલટો અર્થ બતાવી તે પ્રમાણે ચલાવવાને પુન્ય આડે આણ્યું તેથી નાહાવાની ને અપવાસની રીતથી ધર્મ નાશ પામી, વહેમ અને દુરાચાર વધી ગયાછે. ખરાં કારણ ને લાભ બતાવી જો એ રીતો ચલાવી હોત તો આટલી ખરાબી થાત નહિ. અપવાસે અને જાગરણે ધર્મને નામે ધનવાનોને ત્યાંતો સરસ ફળાહાર ને માવા બરફી વગેરેની મીજબાની અને મજાનાં રૂપ ધારણ કર્યાંછે. માટે સમજુ પુરૂષોએ પોતાના કુટુંબની સ્ત્રીઓ સમજીને અપવાસ કરે અને નીતિને અદબ સાચવીને જરૂર ને પ્રસંગ પ્રમાણે નદીએ નાહે તેવો બંદોબસ્ત રાખવો જોઈએ. નારીઓ કેળવણી પામે ને જ્ઞાન સંપાદન કરે ત્યારસુધી એટલી તસદી તેમના પતિ, બાપ, કે જે વાલી હોય તેગણે લેવી. નદીએ નાહાવા જવામાં ગમત છે તે તથા સ્ત્રીઓને છૂટ છે તે ઓછી કરવાને કે લઈ લેવાને હું કહેતો નથી, પણ સુનીતિથી તેનો ઉપયોગ કરવાને કહુછું.

સ્ત્રીઓના ગમતના દિવસો નદીએ નહાવા જવામાં ને અપવાસ કરવામાંજ ખલાસ થાયછે એમ નથી; હજુ નવરાત્રીમાં ગરબા ગાવાના તેહેવારોના દિવસો રહી જાયછે. એ દિવસો તેમને મોટી ગમતના હોયછે. તેઓ રાત્રે જલદી જલદી વાળુ પાણીથી પરવારી ફળીયા કે પોળ વચ્ચે જથાબંધ એકઠી થઇ ગરબા ગવરાવેછે ને ગાયછે. ગામડાં કરતાં મોટાં શેહેરોમાં સ્ત્રીઓને ગરબા ગાવાની છૂટ ઘણી હોયછે. ગામડામાં તો ઘણુંકરીને મરદો ગરબા ગાયછે. પણ શેહેરમાં ઊંચ નીચ બધી વર્ણોની સ્ત્રીઓ વસ્ત્રાભૂષણ પહેરીને જાહેરગાં ગાયછે. માટીની માટલીઓને કો-

રાવી તેમાં દીવા મૂકી તેની આસપાસ સ્ત્રીઓ કુંડાળું વળી ફરેછે, તાળીઓ પાડેછે ને ગાયછે. ઘણાંએ તો છોકરાં થવાસારૂ કે છોકરાં જીવવા સારૂ કે મંદવાડ મટવાને માટે ગરબા કોરાવી ગવરાવવાની બાધા રાખી હોયછે. તેઓ પોતાની પોળની તથા સગાંવાહાલાંની ને ઓળખાણની બૈરીઓને એકઠી કરી પોતાના ઘર આગળ ગરબા ગવરાવી તેમનામાં કાંઇ લાણી વહેંચેછે. લાણીથી તથા નાચવા ખુંદવાની અને ગાવાની મઝાથી બૈરીઓ ખુશીથી તેને ત્યાં ગાવા આવેછે. ગરબે રમવું એ એક જાતનો નાચ છે. તથાપિ નીતિવાળા ને શીખામણ લેવા જોગ કે ઇશ્વરભક્તિના ગરબા, નઠારા આદમી અને પર પુરૂષો જોવા ને સાંભળવા મળી, ભૂંડી મશકરી ને દુષ્ટ વિચાર કરવા પામે નહિ, તેવે ઠેકાણે બૈરાં ગાઇ ગમત કરે તો આપણને ટીકા કરવાનું તેમાં કાંઇ નથી. પણ જેમ નહાવામાં ને અપવાસમાં છે તેમજ ગરબામાં પણ છે. તેમના ગરબા અનીતિને ઉત્તેજન આપે તેવા તથા દુરવાસના ઉત્પન્ન કરે ને પતિવ્રતા ધર્મને ભંગ કરવા ભણી સ્ત્રીઓનાં નબળાં મનને આકર્ષે તેવા છે. દેવને નામે નાગા, ઉઘાડા ને ભૂંડા ગરબા બેધડક પોતાના વડીલ, મુરબ્બી, સાસરીઆં, તથા પીએરીઆંના, મા દીકરીના, અને દીકરી માબાપ ને ભાઇભાંડુના સાંભળતાં બોલેછે; તેમાં તેઓ લગારે શરમાતી નથી. સૌથી સારી ગાનારી તેજ કે જેના ગરબા વધારે છૂટથી ને ઉભાળા હોય. અને ત્યાંજ ઘણા લોકો જોવા જાયછે ને તેનાં વખાણ કરેછે. ધર્મનું નામ બદનામ કરી એ ગાનારાંને ને સાંભળનારાંને ધિક્કાર છે.

એટલુંતો ગરબાને માટે. જેવા ગરબા ખરાબ હોયછે તેવીજ તેની ગાનારીઓ હોયછે. ઘણીતો ગાતાં ગાતાં

હાથનો લટકો ને આંખનો મટકો કરતી જાયછે. કેટલીક તો પોતાના યારોને ખુશી કરવાનેજ ગાવા આવેછે ને ગાયછે. આવા ગરબા ને આવી ગાનારીઓ. ત્યાં જોવા આવનાર છેલ પણ તેવા હોયછે. એવા છેલ ત્યાં આવી બેસેછે. તેઓ ગાનારીઓના લટકાનો ને મટકાનો સામો જવાબ પોતાના હાથના ને આંખના ચાળાથી વાળેછે, પોતાની પ્યારીપર કે બીજીપર કાંકરીઓ મારેછે, મશકરી કરેછે, ઇત્યાદિ. માટે સજ્જનોએ અને સન્નારીઓએ ગરબાની રૂઢીમાં સુધારો કરવા જોઇએ. જ્યાં આગળ સ્ત્રીઓની નીતિ ન સચવાય, બદચાલનાં સ્ત્રીપુરૂષો પોતાની મતલબ સાધે, કાંઇ નહિ તો જીભાળાને ભૂંડા ગરબા સ્ત્રીઓ છૂટથી ગાય, એજ ખરાબ છે. એવાં ઠેકાણાંમાં જોવા જનારા લૂચ્ચા માણસો જેટલા નિંદવા લાયક છે તે કરતાં પોતાની સ્ત્રી, બેન કે દીકરીને ગાવા મોકલનારા વધારે નિંદવાજોગ છે. પોતાના સાંભળતાં પોતાની સગીઓને વિહારના નઠારા ગરબા ગાવા દેવા અને વખતે દુરીજનોથી તેમની લાજ લૂટાતી કે મસ્કરી થતી જોવી કે સાંભળવી એના જેવું નીચું જોવાડનારૂં બીજું શું છે? આથી ઘણીકવાર મારામારી થાયછે, માથાં ફૂટેછે ને સરકારસુધી વખતે લઢાઈ જાયછે. માટે સમજુ પુરૂષોએ પોતાનાં બૈરાંને તેવે ઠેકાણે જતાં અટકાવવાં અને પોતે ન જવું. તેમને ગાવાનો શોખ હોય, ગમત જોઇતી હોય, તો જ્યાં આગળ પોતાની આબરૂ ને નીતિ સચવાય ત્યાં આગળ, એટલે પોતાના કે બીજા સદ્‌ગૃહસ્થના બંધીઆર ચોકમાં (પોળમાં કે ફળીઆમાં જ્યાં હજારો ને ગમે તેવા માણસ આવી શકે તેવે ઠેકાણે નહિ) ભલે ઈશ્વરભક્તિના, નીતિના કે શીખામણ મળે એવા સારા અને તેથી ન ધરાઓ તો સુનીતિની હદમાં આવે એટલા શૃંગાર ર-

સના ગરબા ગાય. પણ જેથી આબરૂ લુંટાય, મન વિહ્-વળ અને કામાતુર થાય અને નીતિ બગડે તેવું ગાવું અને સાંભળવું ઘણુંજ ધિક્કારવા લાયક છે. માટે સમજુ સ્ત્રી પુરૂષોએ એવી ચાલ જેમ બને તેમ તાકીદે બંધ પાડવીજોઈએ.

સુનીતિને બગાડનાર અને આપણી કોમને લજાવનાર બીજા બે ચાલ છે. ૧–લગ્નમાં બાઈડીઓ ફટાણાં ગાયછે તે અને ૨—હોળીની નિર્લજ અને ગંદી રમત, એ તજવાની જરૂર છે. ને સન્નારીઓએ એ બંનેથી દૂર રેહેવું.

પાછળ કહેલુંછે તે પ્રમાણે આપણી સ્ત્રીઓ નદીએ નહાવા ધોવામાં, અપવાસ કરવામાં, છબાળા ગરબા ગાવામાં પુન્ય સમજેછે, તેમાં ઇશ્વર રાજી થઇ મોક્ષ આપશે એમ માનેછે. પણ તે સિવાય ઇશ્વરની ભક્તિ કરવાની તેવી બીજી ઘણી રીતો છે. સવારના પોહોરમાં અને પાછલે પોહોરે મંદિરમાં કે દેહેરામાં જઇ દરશણ કરવાં, ગુરૂને ચરણ પરસ (સ્પર્શ) કરીને પગે લાગવું અને ત્યાં ઘણુંકરીને કથા કહેનારા ભટજી પાસે સાંજના કે વાર તેહેવારે કથા સાંભળવી. ચોમાસામાં પૂરાણી પાસે પૂરાણ સાંભળવાં, વ્યાસજી પાસે ઓખાહરણ સાંભળવું. જો આ બધું તેઓ પાક દાનતથીજ કરે તો ધર્મની બાબતમાં ટીકા કરવાની આ જગા નથી. આમ કરવામાં વહેમ અને દુરાચરણનો વધારો ન થાય એટલી સંભાળ લેવી. ધર્મને બદલે ઠગાઇ ન થાય, જ્ઞાનને ઠેકાણે અજ્ઞાન ન વધે, ધર્મને બદલે અધર્મ ન થાય, સુનીતિની જગાએ અનીતિ, સદાચરણને બદલે દુરાચરણ ન શિખે, પરમ પવિત્ર જગતકરતા અને નિયંતા ભગવાનની ભક્તિ ન થતાં નિર્જીવ જડવસ્તુ ઉપર કે અપવિત્ર અને અલ્પ માણસમાં શ્રદ્ધા ન ચોટે, એમ સંભાળીને તજવીજથી વર્તવું. સ્ત્રીપુરૂષોના મંદિરમાં જવા આવવા-

ના રસ્તા જુદા કરો. સદ્‌ગુણી ગુરૂ હોય તેનીજ પાસે સ્ત્રીઓ જાય એવો બંદોબસ્ત કરો. કથા સંભળાવવી હોય તો કોઈ સારા ને નીતિવાન પુરાણીને પોતાને ઘેર બેસાડી પોતાની સમક્ષ કથા કહેવડાવો ને સાંભળો, તો એમાં વાંધો લેવાનો કાંઈજ નથી. પણ ઇશ્વરભક્તિને બહાને, કથા સાંભળવાને અને દરશણને બહાને જઇ પોતાની સ્ત્રી, બહેન, કે દીકરી બૂરી મતલબ સાધે એ શરમ ઉપજાવનાર છે. એ રીત ઘણીજ હીણી ને ધિક્કારવા લાયક છે, માટે તે રીત સમજુ સ્ત્રી પુરૂષો જેમ બને તેમ જલદી બંધ પાડો. કેટલાક ગોર, ગુરૂ કે વખાણુ કહેનારા વૈદકનો કે ધંતર મંતર ને વશીકરણનો ધંધો જગાવી સ્ત્રીઓને ભોળવી ધુતે છે ને કુકર્મ કરેછે. આ બધાનું કારણ મુખ્યત્વે સ્ત્રીઓની મૂર્ખાઇ છે. તેમને ધર્મનું કે ઇશ્વર સંબંધી જ્ઞાન હોતું નથી. કેવા ગોર, ગુરૂ કે સાધુને માનવા તે તેઓ સમજતી નથી. જાદૂ મંત્ર કે દોરા ચીઠીથી છોકરાં થાય કે ધણી વશ રહે એમ તેઓ માનેછે અને તેથીજ મૂર્ખીઓ, ઢોંગી ને જુઠા જતી, સન્યાસી, અતીત કે વૈરાગી, ને ફકીર વગેરે લુચ્ચા ધુતારાથી છેતરાયછે. જો તેમને એક ખરા ઈશ્વરનું જ્ઞાન થાય, તેને રાજી કરવાના ઉપાયો તેઓ સમજે, તેના નિયમો તેમના ધ્યાનમાં ઉતરે, વહેમ ને અજ્ઞાનપણું જાય, ભક્તિ તે શું ને કેમ ને શા માટે કરવી એ તેઓ શીખે, સાધુ ને ગુરૂ કેવા જોઈએ, ને હાલ કેવા છે ને તેમનું શું શું કામ છે ઈત્યાદિ બાબતો વિશે વિચાર કરવાની તેમનામાં શક્તિ આવે, એટલી જ્ઞાની સ્ત્રીઓ જો થાય, તો અજ્ઞાન ને ભોળપણાથી જેઓ કુકર્મ કરેછે તે, અને લંપટો તેમની મૂર્ખાઇનો લાભ લેછે તે, અટકે. માટે સમજુ મરદોએ પોતાની સ્ત્રી, બેન કે દીકરીને ઇશ્વર સંબંધી ખરૂં જ્ઞાન મળે તે-

મ કરવું જોઇએ. આ રીતે આપણા દેશની સ્ત્રીઓની હાલની હાલતની સાધારણ તપાસ લીધા પછી પરદેશની હાલની સ્ત્રીઓની હાલત તપાસીએ.

સુધરેલા પરદેશીઓમાં એટલે ઇંગ્લાંડ, ફ્રાંસ, જર્મની, યુનૈટેડસ્ટેટ્સ, આદિ દેશોમાંની ઘણી સ્ત્રીઓ પોતાના ખરા ધર્મથી અજ્ઞાન ઓછી છે. ત્યાંની ઘણી સ્ત્રીઓ જાણેછે કે આ દુનીઆમાં પોતાને શાં શાં કામ કરવાનાં છે, તથા પોતાના ઘરમાં પોતાને શું કરવાનું છે. થાક્યો પાક્યો પોતાનો વહાલો સ્વામી ઘેર આવે ત્યારે તેને કેમ શાંત કરવો, તેને કેમ ખુશી કરવો એ તેઓ જાણેછે. પોતાનાં છોકરાંને કેમ ઉછેરવાં ને કેળવવાં, તેમનાં લગ્ન કેવાં, ક્યારે ને કોની સાથે થાય, એ તેઓ સમજેછે, ને તે સમજવા યોગ્ય પોતાનાં છોકરાંને બનાવેછે. છોકરાંનાં લગ્ન કરવામાં પોતાની સત્તા કેટલી છે તે તેઓ જાણેછે; માટે તેઓ તે બાબતમાં થોડાંજ આડે આવેછે. વહુનો ને પરણ્યા પછી છોકરાનો મર્તબો કેમ સાચવવો તે તેઓ સમજેછે. નાનપણમાં પોતાનાં બાળકને ઘર આગળ કેટલી ને કેવી કેળવણી આપવી, મોટપણમાં કેટલી ને કેવી કેળવણી આપવી, નાનપણમાં ને મોટપણમાં તેમની સાથે કેમ વર્તવું, તેથી તેઓ અજાણી નથી. વહુનું માન કેટલું ને કેમ રાખવું તે તેઓ જાણેછે, તેથી સાસુ વહુ લઢતાં નથી, સાસુ, વહુને મારવાને માટે દીકરાને ઉશ્કેરતી નથી, તેમ વહુ પણ ધણીને આડું અવળું સમજાવતી નથી. તેથી આપણા દેશના જેવા ને જેટલા સાસુ વહુના ભવાડાનો સંભવ ત્યાં થતો નથી. આપણી પેઠે, આપણે જેવાં કારણોથી થાયછે તેવાં કારણોથી બાપ દીકરા વચ્ચે વૈરભાવ ઉત્પન્ન થતો નથી. સ્ત્રીઓને કેમ માન આપવું તે પુરૂષો સમજેછે. સ્ત્રીઓ તે માનને યોગ્ય થવાને કો-

શેશ કરેછે. આનું કારણ શું? ત્યાંની સ્ત્રીઓ કેળવાયલી છે. તેઓ કેળવણી—ઊંચી કેળવણી વડે, પોતાની માતાઓના ઊંચા ઉપદેશ વડે, એવા ઊંચા સદ્ગુણને અને ઊંચી પાયરીને યોગ્ય થઇછે. તો તેથી ત્યાંનાં કુટુંબો, ત્યાંના લોકો ઘરમાં સુખી હોયછે. આ ઉપરથી મારે એમ કહેવાની મતલબ નથી કે ત્યાંની સઘળી સ્ત્રીઓ સમજુ ને સુધરેલી-છે, ત્યાંનાં સઘળાં કુટુંબ સંપીને સુખી છે, તેઓ કજીઓ કંકાસ કરતાં નથી, કે તેઓ સર્વે વિદ્વાન ને સદ્ગુણી છે; અથવા આપણે સાંભળીએ છીએ કે મડમો લૂગડાંનું ખરચ સાહેબ લોકોને ઘણુંજ કરાવેછે, હજારના પગારવાળાને મડમ હોય તો પાઈ સરખી બચતી નથી પણ ઉલટું કરજ થાયછે, એ વાત ખોટીછે એમ પણ મારે કહેવાની મતલબ નથી. મારે કહેવાની મતલબ ફક્ત એટલીજ છે કે પ્રમાણમાં આપણા કરતાં તેઓ એ બાબતમાં વધારે સુખી ને સારા છે. એમનામાં પણ જેઓ સુનીતિની કેળવણી પામ્યાં નથી તેઓ નઠારાં ને દુખી છે. માટે જો આપણે આપણી સંસારી હાલત સુધારવાને ઇચ્છતા હોઇએ, આપણે જો આપણાં બાળકોને સુખી કરવા માગતા હોઇએ, તો આપણે આપણી સ્ત્રીઓને સુનીતિ ભરેલી સારી કેળવણી આપી તેમને ખરી ઊંચા દરજ્જાની કેળવણી આપો, ને તેમને વિદ્યા ભણાવો ને તેમના ખરા ધર્મથી વાકેફ કરો. હવે તેમના ખરા ધર્મ કયા છે, તે ઉપર આપણે વિચાર કરીએ.

---

## प्रकरण ३ जुं.

### લગ્ન.

સારો, સદ્ગુણી, અને હમેશ સુધી પોતાને સુખ દુઃખ-

માં સાથી ગણી નિભાવે તથા ગુજરાન ચલાવે એવો યોગ્ય વર ખોળી કહાડી તેની સાથે લગ્ન કરવું, એ, પરણનારી સ્ત્રીનું કામ છે. પોતાની દીકરી એવો યોગ્ય વર ખોળી કહાડી તેની સાથે વરવાને લાયક થાય એવી તેના માબાપે તેને કરવી જોઇએ. તથા લાયક વર ખોળી કહાડી પોતાની મેળે વરવાને લાયક થાય, તેટલી ઉમરની પોતાની દીકરીને તેમણે કરવી જોઈએ. લાયક ઉમરની તથા સમજુ થયા પછી પોતાને લાયક વર ખોળી કહાડી, તેની સાથે વરવાને તેણે પોતાના માબાપની સંમત્તિ માગવી ને તેમણે પોતાની વાજબી સલાહજ આપવી. આવી રીતે જે લગ્ન થાય તેને "સ્વયંવર કે ઇચ્છાવર" લગ્ન કહેછે. આ ધારો પ્રાચીન કાળમાં આપણા દેશમાં ચાલતો હતો, તે આપણે સારી પેઠે જાણીએ છીએ. સીતા રામની સાથે, દમયંતી નળ સાથે, રૂક્ષ્મણી કૃષ્ણ સાથે, ને દ્રૌપદી અર્જુન સાથે સ્વયંવરે પરણી હતી. રાજાઓ પોતાની કુંવરીઓને લાયક ઉમરની, લાયક વર ખોળી કહાડવાને યોગ્ય થાય એવી સમજણી—વિદ્યાભ્યાસ ભણાવીને સમજણી કરતા હતા. પછી બધા રાજાઓને નોતરી તેમાંથી જેને પસંદ કરે તેની સાથે તેઓ પોતાની કુંવરીને પરણાવતા હતા. દીકરીની મરજીની વિરૂદ્ધ તેનાં માબાપ આવતાં નહિ. અને કદાપિ કોઇ આવે તો તેમાં તેમનું કાંઇ ચાલતું નહિ. દીકરીની જ્યાં પરણવાની મરજી હોય, ત્યાંજ તેને પરણાવવામાં આવતી હતી. એવી કન્યાઓ કોઇવાર રૂપ ઉપર, કોઇવાર રૂપ ને ગુણ બંને ઉપર, કોઈવાર હોંશિયારી ઉપર; કોઈવાર રૂપ, ગુણ ને હોંશિયારી કિંવા બહાદૂરી ઉપર મોહીનેજ પરણતી હતી. સીતા ને દ્રૌપદિ, લઢાઇની કળામાં હોંશિયાર અને બહાદૂરી ઉપર મોહીને, તથા દમયંતી ને રૂક્ષ્મણી, રૂપ ને ગુણ ઉ-

પર મોહીને વિશેષે મરણેલી કહેવાયછે. કેટલીક વાર પોતે ચીઠીઓમાં ધાવ, સમસ્યા આદિ લખી મોકલે અને તે પૂરા કરે તેમની સાથે તેઓ પરણતી. કેટલીક પોતાના ગોરને રૂપ, ગુણ તથા વિદ્યાથી સંપૂર્ણ વરને ખોળી કહાડવાને મોકલંતી; ને ગોર ગામેગામ ભટકી યોગ્ય વર ખોળી લાવે તેની સાથે તેઓ પરણતી હતી. પણ યાદ રાખવું કે તે વખતના ગોર આજના જેવા લાલચુ ને ઓથડ નહોતા. અલબત્ત, સ્વયંવરે પરણવામાં માબાપની પરવાનગી લેવામાં આવતી હતી; પણ જો તે લાયક વર હોય ને પોતાની દીકરીની તેની સાથે પરણવાની મરજી હોય તો તેઓ કવચિતજ સામાં થતાં હતાં. તેઓ રાજી ખુશીથી પરણાવતાં ને સુખી થવા આશીરવાદ આપતાં. આ પ્રમાણે કરવાથી તેઓ કેવાં સુખમાં જન્મારો કહાડતાં હતાં, તે આપણે તેમનાં વૃત્તાંત ઉપરથી જાણીએ છીએ. તેમની પોતાના જન્મારાના સોબતી—વહાલા પતિ ઉપર અચળ પ્રીતિ રહેતી અને તે ગમે તેવા વખતમાં પણ ખસતી નહોતી. ઘરમાં સંપસંપીને રહેતાં, અને અરસ્પરસ સુખ દુઃખમાં ભાગ લેતાં. તેઓ સુખમાં ભાગ લેઇ દુઃખમાં પોતાના પતિને તજી દેતી નહોતી. દુઃખ વખતે તેમને હીમત અને ધીરજ આપતી હતી. સાસુ સસરા સાથે કેમ ચાલવું, તે તેઓ સમજતી હતી. કોઇ દિવસ તેમની સાથે તુંકારીને બોલતી નહોતી, તો આજની માફક ઘરની ફજેતી થાય તેમ લઢે તો ક્યાંથીજ! સાસુ પણ તેવીજ સમજણી હતી. તેઓ પણ વહુનો ને પોતાનો મરતબો સચવાય તેજ માફક બોલતી ને ચાલતી. આ પ્રમાણે હોવાથી તે વખતે આ દેશનાં સઘળાં કુટુંબોમાં સંપેજ નિવાસ કરેલો હતો. પતિ ઉપરનો ખરો પ્રેમ તે વખતની સ્ત્રીઓમાં અચળ રહેતો

હતો તે આપણે સીતા, દ્રૌપદિ, દમયંતી, આદિ સ્ત્રીઓનાં જન્મ ચરિત્ર ઉપરથી જાણીએ છીએ. તેઓએ પતિની ખાતર વનમાં રખડી, વાઘ વરૂના ભયાનક વનમાં, ટાઢમાં, વરસાદની ઝડીઓમાં ઝુંપડી બાંધી પોતાના પતિ સાથે રહી, રાજભોગ ને રાજસુખ તજી વનફળ ખાઈ વનદુઃખ વેઠયું. સવામણ રૂની રેશમી તળાઇ નાંખી છત્ર પલંગ ઉપર પોઢનારી ને હાં કહેતાં હજાર દાસી હાજર થાય એવી સકોમળ સ્ત્રીઓ ભોંય ઉપર સાથરો કરી સૂતી તોપણ પોતાના પતિની સોબતને લીધે સુખ માન્યું. અહો! સતી માતાઓ! સતી માતાઓ! શાબાશ છે તમને અને ધન્ય છે તમારા પતિપ્રેમને! આનો અસરકારક ચિતાર આપવાને તો પ્રેમાનંદ જોઈએ. મારો કોણ આશરો. દમયંતી! તારો પ્રેમ ચિતારવાને મારી શકિત નથી. પરણી ત્યારથી તે મરતાં સૂધી જેવોને તેવો પ્રેમ તું સાચવી શકી. રાજસુખમાં, વનદુઃખમાં, પતિવિયોગમાં, પતિત્યાગમાં તું તારો અચળ પ્રેમ રાખી શકી. શાબાશ છે તને! પણ એ ખરો પ્રેમ શાનો ને શાથી ટકયો? મોટા મોટા રાજાઓ અને મોટા મોટા દેવને તુચ્છકારી કહાડી જે પ્રેમથી સ્વયંવરમાં પરણી હતી, તેજ એ પ્રેમ; ને તેજ પ્રેમથી તું હમેશ સૂધી રહી શકી. કેમકે તે પ્રેમને તારી યોગ્ય ઉમરે અને યોગ્ય સમજણે અંતઃકરણથી ઈચ્છયો હતો. ને તેથીજ તે જયારે મળ્યો ત્યારે તેને તેં ગમે તેવા વખતમાં પણ તજ્યો નહિ. પણ હાય! તે પ્રેમ કયાં ગયો? ને હવે કયારે આવશે?! પ્રાચીન કાળમાં જે દેશોમાં પ્રેમ તે શું અને પરણવું તે શું, એ કાંઇ પણ સમજતા નહોતા તેવા દેશોમાં આપણો પ્રાચીન પ્રેમ ઘણો ખરો જતો રહ્યોછે. ત્યાંના રેહેવાસીઓ પોતાની દીકરીઓને સ્વયંવરથી પરણવા દેછે. અને તેથી

તે દંપતિ વિશેષે કરીને હમેશ સુધી પ્રેમી ને સુખી હોયછે. તે લોકોએ પોતાની દીકરીઓનો પોતાની મેળે યોગ્ય વર-પોતાના જન્મારાનો સુખ દુખનો સાથી-ખોળી કહાડવાનો હક લેઈ લીધો નથી. પોત પોતાના ધર્મ પ્રમાણે માબાપ અને છોકરાં કર્યા જાયછે. માબાપ રસ્તો દેખાડેછે ને સલાહ આપેછે, તેથી ત્યાંનાં જોડાં મુકાબલે આપણી હાલની સ્થિતિ કરતાં સારી સ્થિતિમાંછે, એમાં શક નથી. પણ જે રિવાજ આપણો પોતાનો હતો, જે રિવાજવડે આપણા પૂર્વજો ને તેમનાં છોકરાં સુખી ને સંપીલાં રહેતાં હતાં, તે રિવાજ આપણે તજી દીધોછે. પરંતુ તે પ્રમાણે શા માટે તજવો જોઇએ? મુસલમાની વારામાં અને બીજા જુલમી વખતમાં સ્વયંવરે પરણાવતાં હરકત પડવા લાગી, તેથી પ્રાચીન સુખકારી ને સંપ કરનારો રિવાજ તે વખતમાં આબરૂ સાચવવાની ખાતર તે વખતના લોકોને, વખતને અનુસરી બંધ કરવાની જરૂર પડી હશે. વળી તેજ વખતમાં બાળલગ્ન, કજોડાલગ્ન અને ઓઝલ પડદે રાખવાની બુરી ચાલો નીકળી તે આજ સૂધી ચાલેછે. તે વખતના લોકોએ દીકરીઓનો લાયક ઉમરે સ્વયંવરથી પરણવાનો અને છૂટાં ફરવાનો વાજબી અને સારો હક લેઇ લીધો અને આજ સૂધી તેમજ ચાલેછે. એ ચાલથી પડતાં દુઃખ હરકતો અને થતું નુકસાન તેમનાં માબાપ જુએછે. મુસલમાની વખત—દેહેશત રાખવાનો જુલમી વખત ગયોછે, સર્વ સ્થળે શાંતિ થઈછે, આબરૂ જવાનો વખત નથી, સ્વયંવરથી પરણવાને લાયક કરવા સારૂ કેળવણી આપવાની શાળાઓ ઠામ ઠામ થઈછે, તો તેવા વખતમાં આપણી વહાલી દીકરીઓના ખુંચી લીધેલા વહાલા હક પાછા કેમ ન આપવા? તથા તેમણે અને પોતે પોતાના ખરા ધર્મની

હદમાં કેમ ન રહેવું? બુરા ચાલથી થતા નુકસાન ને કજીઆ કંકાસ શા માટે સાંખવા?

ત્યારે શું હમણાં એ હક આપવાને વખત આવ્યો છે? ને એકદમ હમણાંથીજ માબાપ પોતાની દીકરીઓને સ્વતંત્રપણે પરણવા દે તો શું તેઓ સુખી થશે? હા; હમણાં વખત આવ્યો છે. પણ એકદમ આપણી દીકરીઓને સ્વતંત્રપણું આપી સ્વયંવરે પરણવા દઈએ તેમાં તેઓ સુખી થાય તેમ તો નથી. તે હક આપતા પેહેલાં તમારે બે કામ કરવાનાં છે. તે કર્યાપછી સ્વતંત્રપણું આપો તો તેઓ જરૂર સુખી થાય. તે બે કામ આ છે. ૧ લું સારો, સદ્ગુણી ને હમેશ સુધી પ્રેમ ટકાવે તથા ગુજરાન ચલાવે એવો વર ખોળી કહાડવાને જેટલી સમજણ અને વિદ્યા જોઈએ તેટલી વિદ્યા ભણાવો. ૨ જું તેને એટલી સમજણ આવવાસારૂ વિદ્યા ભણવાને જેટલી ઉમ્મર સુધી અભ્યાસ કરવો જોઇએ તેટલી ઉમ્મર પછી તેમને પરણાવો. પાંચ દશ ને ઘણીવાર તો બબે વરસનાં ઢીંગલા ઢીંગલી પરણાવે છે; તેમજ પરણવું તે શું તે જાણતા પહેલાંજ ઝાંખરે ઝાંખરૂં વળગાડે છે તે પ્રમાણે બચપણમાં નહિ, પણ ઓછામાં ઓછી સોળ[1] વરસની થાય ત્યાંસુધી પુત્રીને સારી પેઠે વિદ્યા, સ્ત્રીને ઉપયોગી ઘરનાં કામ તથા સદ્ગુણ શીખવી, પછી ઈચ્છાવરથી વરવાદો ત્યારેજ સ્વયંવરે પરણવાનું પોતાનું કામ તથા કેવા વર સાથે પરણવાનો પોતાનો ધર્મ છે, તે તે સારીપેઠે સમજશે. અને પ્રાચીનકાળની સ્ત્રીઓની માફક તેઓ લાયક અને પોતાને મનગમતા વર સાથે પરણ્યાથી, હમેશ સુધી જેવોને તેવો પ્રેમ ટકાવી રાખી, સુખ દુઃખમાં ભાગીએણ થઇ, ગમે તેવા દુઃખમાં પણ સ્વામી સાથે

૧ સોળે સાન ને વીશે વાન આવી આપણામાં કહેવત છે.

સુખ માની લેશે. તેને દુખમાં ધીરજ આપશે. સુખમાં છિલકાશે નહિ. વર કમાતો વીસથી વધારે વયનો ને પોતે ૧૬ની એટલે જૂદું ઘર માંડી રહેશે તેથી સાસુસસરા સાથે અને બીજાં કુટુંબીઓ સાથે સંપીને ચાલશે. કોઇ સાથે લઢશે નહિ અને ઘરની ફજેતી કરશે નહિ. પોતાની મરજીમાં આવે એવા વરસાથે પરણ્યાથી પાછળથી ગમે તેવા વખતમાં પણ દીકરીના માબાપને દુઃખની ફરીઆદો આજની માફક સાંભળવી ભાગ્યેજ પડશે. ફરીયાદો આવશે નહિ, ને દીલગીરીના દરિઆમાં ડૂબવું પડશે નહિ. તેમજ પોતાની વહાલી દીકરીઓના નિસાસા તેમને સાંખવા પડશે નહિ, કે ઘણું કરીને તેમના વિલાપ સાંભળવા પડશે નહિ. માટે જો માબાપો પોતાની દીકરીનું સુખ ચાહાતાં હોય, પોતે સુખી થવાને, અને પોતાના ઘરની આબરૂ જાળવવાને ઈચ્છતાં હોય* તો તેમને ઘટેછે કે તેમણે પોતાની દીકરી લાયક ઉમ્મરની સમજણી થાય એટલે ઓછામાં ઓછી સોળ વરસની થાય ત્યાંસુધી અભ્યાસ કરાવવો. રાંધવું વગેરે ઘરનાં કામ અને સદ્ગુણ શીખવવા, ને તે પછી તેની મરજીમાં આવે તે રીતે સ્વયંવર કરી યોગ્યવર સાથે પરણાવવી. લગ્નની બાબતમાં માબાપનો ધર્મ માત્ર એજ છે કે સ્વયંવરે પરણવાને માટે પોતાની દીકરીને લાયક ઉમ્મરની ને સમજુ કરવી. તથા દીકરીનો ધર્મ એ છે કે પોતે યોગ્ય ઉમ્મરની સમજણી થઇ પોતાને જોઇએ તેવો લાયક વર ખોળી કહાડી તેની સાથે પરણવું. લગ્નની બાબત પોતપોતાના ઉપર કહેલા ધર્મમાં કોઇ-

* હાલના રિવાજ પ્રમાણે પરણવાથી તે પરણનાર જોડાના કુટુંબની કેવી વલે થાયછે તે મેં ટુંકામાં પાછલા ભાગમાં બતાવ્યુંછે, તેમ છતાં વિસ્તારથી જેને જાણવું હોય તેણે સાસુ વહુની લઢાઇનું પુસ્તક વાંચવું.

એ આડે ન આવવું, એ સમજુ સ્ત્રી પુરૂષનું લક્ષણ છે. અને તેમજ કરવું જોઈએ. કેટલાક કારણથી માબાપોએ પોતાની દીકરીઓના લગ્ન સંબંધી છીનાવી લીધેલા હક તેમને પાછા આપવા, એ તેમને જરૂરનું છે. તેથી તેઓ બંને—માબાપને દીકરી બંને સુખી થશે.

પણ પ્રાચીનકાળમાં સ્વયંવરનો વિશેષ ધારો ક્ષત્રીઓમાં હતો તેવો બધા વર્ગમાં નહોતો. બધાં સ્વયંવરથી પરણતાં હતાં એમ નહિ. ઘણાં લગ્ન તો માબાપ કરતાં હતાં. પણ માબાપો શાસ્ત્રોક્ત પ્રમાણેજ વર ખોળી કહાડી લગ્ન કરતાં, તેથી તે લગ્ન સ્વયંવર જેવાંજ થતાં તથા તેથી તે જોડું તેટલુંજ સુખી પણ થતું. સમય ઉપર વિચાર કરતાં હાલનાં માબાપો સ્વયંવરથી પોતાનાં છોકરાંને પરણાવે તેવું બનવું અશક્ય છે એ વાત ખરી, અને તેથીજ મારે તેમને કહેવું જોઇએ કે તેમ (સ્વયંવરને લાયક છોકરાંને કરી સ્વયંવરથી પરણાવવાને) ન બને તો તેમણે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર ખોળી કહાડી લગ્ન કરવાં, કે પોતાનાં છોકરાં સુખી થાય. આપણા શાસ્ત્રમાં લગ્ન કેવાં ને કોની સાથે કરવાનું કહ્યુંછે તે જાણવા સારૂ હું એ સંબંધી મનુસ્મૃતિમાંથી કેટલાક શ્લોક અર્થ સાથે આ નીચે આપુંછું.

૩ જા અધ્યાયના ૬ ઠા તથા ૭ મા શ્લોકમાં મનુ કહેછે.

**महांत्यपि समृद्धानि गोजाविधन धान्यतः ।**
**स्त्री संबंधे दशैतानि कुलानिपरि वर्जयेत् ॥**
**हीन क्रियंनिष्पुरुषं निश्छंदो रोमशार्शसम्**
**क्षय्या मयाव्यपस्मारि श्वित्रिकुष्टिकुलानिच ॥**

મતલબ કે—

નીચે લખેલા દશ પ્રકારનાં કુળ મોટી સમૃદ્ધિવાળાં હોય

એટલે જ્યાં ગાય, ઢોર, બકરી, ધન, ધાન્યની સંપત્તિ પુષ્કળ હોય તોપણ તેમાં કન્યા આપવી નહિ * * * હીણા કર્મનાં માણસ હોય તે કુળમાં; જેમાં પુરૂષનો વંશ ન હોય તેમાં; જેમાં વેદનું× અધ્યયન ન કર્યું હોય તેમાં, જેમાં માણસને હરસ, ક્ષય, ફેફરૂં, કોઢ, આદિ અનેક પ્રકારના રોગ થતા હોય એવા કુળમાં કન્યા આપવી નહિ.

એજ અધ્યાયના ૨૭ મા તથા ૩૭ મા શ્લોકમાં કહેછે કે

**आच्छाद्यचार्चयित्वाचश्रुत शील पतेस्वयम् ।**
**आहूयदानंकन्याया ब्राह्मोधर्मः प्रकीर्त्तितः ॥**
**दशपर्वान्परान्वंश्यानात्मानंचैकविंशकम् ।**
**ब्राह्मौ पुत्रःसुकृत कृन्मोचयत्येनसःपितृन् ॥**

ભાવાર્થ.

વિદ્યા અને સદાચાર વાળા વરને બોલાવી, વર કન્યાને લૂગડાં ઘરેણાં પેહેરાવી વરનું સન્માન કરીને કન્યાદાન આપવું એ વિવાહને, બ્રાહ્મવિવાહ કહેછે. એ બ્રાહ્મવિવાહથી ઉત્પન્ન થએલો પુત્ર સારાં કર્મ કરે તો તે પોતાની થઈ ગએલી દશ પેઢીને તથા થનાર દશ પેઢીને તથા પોતાના પંડને પાપ મુક્ત કરેછે.

૯ મા અધ્યાયના ૮૮ થી ૯૧ મા શ્લોક સુધીમાં મનુ કહેછે કે—

**उत्कृष्टायाभिरुपायवराय सदृशायच ।**
**अप्राप्तामपितांतस्मै कन्यायांदद्यथाविधि ॥**
**काममामरणात् तिष्ठेत्गेहेकन्यर्तुमत्यपि ।**

× વેદના અધ્યનને ઠેકાણે સારો વિદ્યાભ્યાસ સમજવો. કેમકે કાળ બદલાઇ ગયોછે.

नचैवैनांप्रयच्छेतु गुणहीनायकर्हिचित् ॥
त्रीणिवर्षाण्युदीक्षेतकुमार्यृतुमती सती ।
उर्द्धतुकालादेतस्माद्विन्देतसदृशंपतिम् ॥
अदीयमाना भर्त्तार मधिगच्छेद्यदिस्वयम् ।
नैनःकिंचिदवाप्नोति नचार्यसाधिगच्छति ॥

મતલબ કે

કુળાચારમાં ઉત્કૃષ્ટ અને રૂપમાં દેખાવડો એવા તરૂણ પુરૂષને માણસે પોતાની કન્યા શાસ્ત્રમાં કહેલા બ્રહ્મવિવાહવિધિથી આપવી.

કન્યાનો વિવાહસમય થયો હોય તોપણ તેને મરતા સૂધી બાપે પોતાને ઘેર રાખવી એ ભલે, પણ વિદ્યાદિ ગુણ રહિત પુરૂષને કદાપિ આપવી નહિ.

કન્યા રૂતુમતિ થઈ હોય તોપણ ત્રણ વરસ સુધી સારા વરની વાટ જોવી પણ તે કાળ વિત્યા પછી અધિક ગુણવાળો વર ન મળે તો પોતાના સમાન વરને પોતેં પોતાની મેળે પરણવું.

કન્યા કાળ પહોંચી શકતો હોય તેઠલાની અંદર જો માબાપ (સારા યોગ્ય વર સાથે) કન્યાદાન ન દેઈ શકે ને પછી તે કન્યા જો પોતે પોતાની મેળે કોઈ યોગ્ય પુરૂષને વરે તો તેમાં તેને પાપ નથી તેમ તેના પતિને પણ પાપ નથી.

આ રીતે મનુસ્મૃતિમાં માબાપે પોતાની દીકરીને કેવા વર સાથે પરણાવવી તે બતાવેલુંછે, અને રૂતુમતિ થયા પછી પણ ત્રણ વરસ સુધી સારા વરની વાટ જોવાનું લખેલું છે. તે પછી પોતાના જેવા વર સાથે સ્વયંવર કરવાની રજા આપેછે. આપણા દેશમાં બાળલગ્ન થવાને લીધેજ (ગરમ હવાને લીધેજ માત્ર નહિ) ઘણીક છોકરીઓ

બારેક વરસે ૠતુમતિ• થાયછે; પણ જે નાતોમાં મોટી ઉમરે પરણાવેછે તેમના મજબૂત બાંધાને લીધે પંદર સોળ વરસે કન્યાંઓ ૠતુમતિ થાયછે. તો એ ઉપરથી જણાયછે કે સોળ વરસે માબાપ સારા યોગ્ય વર સાથે પરણાવે તો તે ખોટું નથી. પણ એ વિશે હજુ મારે આગલા પ્રકરણોમાં બોલવુંછે માટે આ ઠેકાણે વધારે લખવાની જરૂર નથી.

---

# प्रकरण ४ थुं

## ઘરવ્યવસ્થા.

આ દુનિઆમાં કોઇ પણ દેશમાં કોઇ પણ વખતે આજ સૂધીમાં આપણા જાણવામાં એવો રિવાજ આવ્યો નથી કે પરણ્યા પછી પુરૂષ, સ્ત્રીના બાપને ઘેર જાય, ને તે ઘર પોતાનું કરી માને. માત્ર પુરૂષના સસરાને વારસ ન હોય તો કોઇવાર જમાઇને વારસ કરી પોતાને ઘેર રાખેછે. એ રીતે દત્તક કરી લેછે તેજ વખતે ફક્ત પુરૂષ સસરાને ઘેર રહેછે. તો પણ ઘણું કરીને તે પોતાના બાપનું ઘર તો, જે ઘર મૂળ એના બાપનું હોયછે તેજ સમજેછે. હમેશાં એવોજ રિવાજ ચાલતો આવ્યોછે કે સ્ત્રીઓજ પુરૂષને ઘેર આવે. ને સ્ત્રીનું ઘર પણ પુરૂષના બાપનું ઘર હોયછે તેજ પોતાનું મનાયછે.

સ્ત્રીએ પરણ્યા પછી પુરૂષને ઘેર આવી પુરૂષનું ઘર પોતાનું માની ત્યાં રહી ઘરની વ્યવસ્થા કેમ કરવી એ જાણવું, તે સ્ત્રીનો એક મુખ્ય ધર્મ છે. પ્રાચીન કાળની આપણા દેશની સ્ત્રીઓ ઘરની વ્યવસ્થા કરવાનો પોતાનો ધર્મ ઘણું કરીને સઘળી સમજતી હતી. પણ હાલના

સમયમાં તે મર્મ તેઓ બરાબર સમજતી હોય એમ નથી. અગર સમજતી હોય તો ઘણીજ થોડી. તેથી એ ધર્મ તેઓ બરાબર સમજે ને તે પ્રમાણે બરાબર ચાલે તેમ કરવું એ પુરૂષનું પણ એક મુખ્ય કામ છે.[1]

ઘરવ્યવસ્થાના પેટામાં સાસુ સસરા સાથે કેમ ચાલવું, છોકરાં કેમ ઉછેરવાં, તેમની દવા કેમ કરવી, ધણીની સાથે કેવી રીતે વર્તવું, છોકરાંનાં લગ્ન કેવાં કરવાં, વહુ સાથે કેમ ચાલવું, કરકસર કેવી રીતે કરવી, સુઘડતાઈ કેમ રાખવી એ વગેરે ઘણી બાબતો આવી જાયછે.[2] પણ તે બધી

---

૧ મનુસ્મૃતિના ૯ મા અધ્યાયના ૭ મા તથા ૧૨ મા શ્લોકમાં મનુ કહે છે કે.

स्वां प्रसूतिंचारित्रंच कुलमात्मानमेवच ।
स्वंच धर्मंप्रयत्नेनजायां रक्षन्हिरक्षति ॥
अर्थस्य संग्रहे चैनांव्ययेचैवनियोजयेत् ।
शौचेधर्मेऽन्नपंक्त्यांचपारिणाह्यस्यवेक्षणे ॥

મતલબ કે.

જે ધણી પોતાની સ્ત્રીની સંભાળ રાખી તેને દુરાચરણને રસ્તે જતાં અટકાવે છે; તે પોતાની પ્રજા ઉપર કલંક આવવા દેતો નથી. તે કુટુંબનું ખાનદાનપણું જાળવી શકેછે, કુળની પ્રતિષ્ઠા વધારેછે, આત્મા પ્રસન્ન રાખેછે, અને સ્વધર્મનું પાલન કરી શકેછે; પૈસા સંઘરી મુકવાનું તથા ખરચવાનું કામ સ્ત્રીને સોંપવું. નહાવા ધોવા તથા નવરાવવા ધોવરાવવાના તથા ઘર ખટલાના કામમાં, રોજની રસોઇના કામમાં અને ઘરના વાસણકુસણની તજવીજ રાખવાના કામમાં તેનું ચિત્ત પરોવાય તેમ તેના ધણીએ કરવું.

૨. ૯ મા અધ્યાયના ૨૭ મા ને ૨૮ મા શ્લોકમાં મનુ કહેછે કે,

उत्पादनमपत्यस्यजातस्यपरिपालनम् ।

બાબતો નહિ લેતાં આ વખતે તો માત્ર ઘરનીજ બાબત લેઇ બાકીની બાબતો તે પછી તપાસીશું.

**સુઘડતાઇ.**—સુઘડતાઈ એ સ્ત્રીમાં સદ્‌ગુણ છે. પોતે જાતે નાહી ધોઇ, કપડાં ધોઇ કે ધોવડાવી ચોખ્ખાં રાખવાં, ફાટાં તૂટાં હોય તો સાંધી કે સંધાવી સાજાં કરવાં, પોતાના વાળ ઓળી ચોળી સાફ રાખવા, એ પોતાની જાતની સુઘડતાઈ છે. ઘર હમેશાં લીંપીધુંપી તથા વાળીને, ભીંતો, છાપરાં વગેરે ઝાડી ઝપટીને, આંગણું સાફ કરીને, વાસણકુસણ અજવાળીને, પાણિઆરૂં સ્વચ્છ રાખીને, તથા હમેશાં પાણીને બે ત્રણ વાર ગળીને, ભીંતો ધોળીને પોતાના ઘરને તથા ઘરમાંની વસ્તુઓને સ્વચ્છ ને સાફ રાખેછે, તેજ સ્ત્રી સુઘડ ગણાયછે. જે સ્ત્રીઓ એ પ્રમાણે કરી શકતી નથી કે કરતી નથી તેઓ ફૂઅડ છે એમ જાણવું. પોતાનાં બાળકોને હમેશાં નવડાવી ધોવરાવી, વાળ ઓળી ચોળી, કપડાં સ્વચ્છ ને તાજાં (ન મળે તેણે પણ નવાં-

---

**प्रसहंलोकयात्रायाःप्रसक्षंस्त्रीनिबंधनम् ॥**
**अपत्यं धर्मकार्याणि शुश्रूषारतिरुत्तमा ।**
**दाराधीन स्तथा स्वर्गःपितृणामात्मनश्चह ॥**

અર્થ.

**પ્રજા ઉત્પન્ન કરવી, ઉત્પન્ન થયા પછી તેને ઉછેરી મોટી કરવી અને દરરોજ ઘરનાં કામકાજની તજવીજ રાખવી, એટલાં કામ ઘરની ધણીઆણીનાં છે.**

**પ્રજા ઉત્પન્ન કરવી, ઘરમાં અગ્નિહોત્રાદિક વિધિ બરાબર થાય તેની ચોકસી રાખવી, ઘરનાં માણસની સેવા ચાકરી કરવી, છોકરાંને લાડ લડાવવાં, અને પિત્રીઓને તથા પોતાના ધણીને જે સ્વર્ગમાં સુખ મળેછે, તે મેળવવાની તજવીજ રાખવી એ સર્વે કામ સ્ત્રીથી થાયછે.**

જ પહેરાવવાં એમ કહેવાની મતલબ નથી. ફાટેલાં સાંધીને સાજાં કરેલાં તથા ધોએલાં જોઈએ.) પહેરાવી, જે સ્ત્રીઓ ચોખ્ખાઈ રાખેછે, તે પણ તેમની સુઘડતાઇ છે. ઘરમાં પોતાનાં, છોકરાંનાં, અને ધણીનાં કપડાં ધોવરાવી, સ્વચ્છ ને સાફ રાખેછે તે પણ તે સ્ત્રીનીજ સુઘડતાઈ છે. સુઘડતાઈ એ સ્ત્રીનું ભૂષણ છે. ગામમાં ઘણાં છોકરાં ગંદાં, નાગાં, મેલાં, લીંટ ને લાળના રેલા ઉતરેલાં, આંખોમાં ચીપડા ભરેલાં ને આસપાસ કાજળથી લપડાએલી એવાં રખડતાં જણાયછે. તેમજ કેટલાંક છોકરાં નાહી ધોઇને ચોખ્ખાં થએલાં, ચોખ્ખાં કપડાં પહેરીને ફરતાં જણાયછે. એ છોકરાં જોઇનેજ આપણે ધારીશું કે કયા છોકરાની મા સુઘડ ને કયાની મા ફૂઅડ છે. કેમકે બાળકની સ્વચ્છતા ઉપર તેમની માની સુઘડતાઇનો આધાર છે. સુઘડ સ્ત્રીના ઘરમાં જઇ બેસવાથી આનંદ થાયછે; અને ફૂઅડ સ્ત્રીના ગંદા ઘરમાં જવું પણ ગમતું નથી. વસ્તુઓ બરાબર ઠેકાણે શોભે તેમ સ્વચ્છ કરીને ગોઠવેલી, ઘર ને ભીંતો લીંપીને તથા ધોળીને સાફ રાખેલી, આંગણું વાળીને સ્વચ્છ કરેલું, ઈત્યાદિ ચોખ્ખાઈ જોઇનેજ આપણા મનને આનંદ થાયછે. પણ ઘરમાં સઘળી વસ્તુઓ ગમે તેમ રખડતી, ગમે તેવી હાલતમાં પડેલી જોઇને, ભીંતોમાં ને છાપરામાં જાળાં બાઝેલાં તથા લીપણમાં ખાડા પડેલા જોઇને તથા આંગણામાં કચરાના ઢગલા દેખીને ત્યાં ઉભા રહેવાનો પણ આપણને અણગમો થાયછે. તો તે ઠેકાણે રહેવું તો ગમેજ ક્યાંથી? આવી ફૂઅડ સ્ત્રીના ઘરમાં રહ્યાથી જરૂર સાજો માણસ પણ માંદો પડયા વિના રહે નહિ. પરંતુ સુઘડ સ્ત્રીના ઘરમાં રહ્યાથી મનને ચેન પડેછે અને સારૂં થાયછે. કેમકે ઘરની સ્વચ્છતા ને સફાઈ ઉપર માણસની તંનદુરસ્તી-

નો આધાર છે. આપણે ઘણીવાર જોઈએ છીએ કે ઘરમાં ભેજ હોવાથી શરદી થાયછે. પરંતુ ઘર લીંપી સાફ રાખે, ભોંયતળીઊં નીચું હોય તો પૂરણી પૂરી થાપીને લીંપી સાફ કરે તો તેથી શરદી બંધ થાયછે. ઘર ગંદાં રાખવાથી પણ અણગમો ને બેચેની થઇ મંદવાડ આવેછે. આંગણામાં ગંદકી હોવાથી હવામાં બિગાડ થઈ માણસ માંદાં પડેછે. ઘણા ડાક્ટરોનાં પણ એ વિષે એવાંજ મત છે. સ્વચ્છતા એ મંદવાડ ઘટાડનાર અને ગંદવાડ એ મંદવાડને વધારનાર છે.

આપણા ઘણાખરા ગૂજરાતી ભાઇઓમાં સુઘડતાઇની કિંમત નથી. તેઓ અને તેમની સ્ત્રીઓ સુઘડતાઇની ખરી બૂજ જાણતાં નથી, અથવા જેઓ જાણેછે તેઓ ઘણાંજ થોડાં છે. આપણા કરતાં દક્ષિણી સ્ત્રી પુરૂષોમાં વધારે સુઘડતાઇ છે. પુરૂષ કરતાં પણ સ્ત્રીઓ વધારે સુઘડ છે. શેહેરમાં જ્યારે ગૂજરાતી બ્રાહ્મણીએ, વાણીએણે ને કણબણે સવારમાં ઉઠીને દાતણ પણ નહિ કર્યું હોય, ત્યારે દક્ષિણીએણે નાહીને ચોટલો ચોળીને કે ઓળીને સાફ કર્યો હશે. ગૂજરાતી સ્ત્રીઓનાં છોકરાં મેલાં કપડાંવાળાં, મેલાં શરીરવાળાં ને વાળવાળાં તથા ગંદાં હશે ત્યારે દક્ષિણીનાં છોકરાં ચોળીને નવડાવેલાં, ધોએલાં કપડાં પહેરી સાફ ને સ્વચ્છ ફરતાં હશે. ગૂજરાતીના ઘરમાં લીંપણમાં ખાડા પડ્યા હશે, ભીંતે ને છાપરે કચરો ને જાળાં બાઝયાં હશે, ત્યારે દક્ષિણીનું ઘર સાફ લીંપેલું, આંગણું વાળેલું તથા ભીંતો ઝાડી ઝપટીને સાફ કરેલી હશે. એનું કારણ શું? ગૂજરાતી ભાઇઓને દક્ષિણી ભાઇઓ કરતાં સુઘડતાઇની કિંમત ઓછી છે, અગર ઘણાને તો બિલકુલ નથી. આપણા દેશમાં અંગ્રેજોની સ્વચ્છતા સૌથી વધારે છે. એકાંતે ખુલ્લી હવા આવે જાય એવા બંગલામાં તેમને રહેવું હોયછે. ઘ-

ણુંકરીને બંગલાની પાસે ફરવા હરવાને નાનો સરખો બાગ હોયછે. બંગલાની આસપાસની જગા કાંકરી નાંખેલી તથા ટીપાવી વાળીને સ્વચ્છ કરેલી હોયછે. બંગલો માંહેથી ને બહારથી વાળી ઝાડીને સાફ કરેલો, ટેબલ, ખુરસી, કોચ વગેરે રાચ રચીલાં સાફ કરેલાં, ને જ્યાં જોઈએ ત્યાં તે ગોઠવેલાં, તેમજ કપડાં ગરમ ને ધોએલાં હોયછે. સાબુના ઓહોળા પાણીમાં તેઓ નહાયછે. આવા બંગલામાં બેસવાથી ને રહેવાથી ઘણો આનંદ થાયછે. તથા શરદી અને ગંદવાડથી ઉપજતો મંદવાડ ઘણુંકરીને થતો નથી. આપણાં ગંદાં ઘરોમાં રહ્યાથી તેના કરતાં ઉલટું પરિણામ થાયછે. આપણે ઘણીવાર જોઇએ છીએ કે કેટલાક ઘરોમાં મંદવાડ હમેશાં જારી રહેછે ને જતો નથી. એનું મુખ્ય કારણ જોશો તો ત્યાં સુઘડતાઇ નહિ હોય. છોકરાં મેલાં રહેવાથી ખસ, ગુમડાં વગેરે થાયછે. આંખો નિત્ય બરાબર નહિ ધોવાથી દુખવા આવેછે, એ વગેરે રોગો સુઘડતાઈ નહિ રાખવાથી થાયછે. કેટલીકવાર એવા ભેજવાળા ને ગંદકીવાળા ઘરમાંથી માંદા માણસને બહાર ગામ લેઇ જઇ હવા ફેર કરવા સારૂ આપણા ડાક્ટરો ભલામણ કરેછે, તે આપણે જાણીએ છીએ. ટુંકામાં સુઘડતાઇ એ તંદુરસ્તીનું એક મુખ્ય સાધન છે. માટે આપણી સ્ત્રીઓનો ધર્મ છે કે તેણે ઉમર પ્રમાણે ઘરની, સામાનની, છોકરાંની, પોતાના સ્વામીનાં, પોતાનાં, ને છોકરાંનાં કપડાંની, ને પોતાની જાતની સુઘડતાઇ રાખવી. એ વડે તનદુરસ્તીની સાચવણીમાં એક ઉમેરો થાયછે.

આપણા દેશમાં ઢુંઢીઆ શ્રાવકોની વસ્તી ઘણી છે. તેઓ ઘણાખરા તો ધર્મને લીધે ભાગ્યે મહીનામાં બેવાર નહાયછે કે લૂગડાં ધૂવેછે. તેઓ જેમ બને તેમ ઓછું પાણી

ઢોળાય તેવો પ્રયત્ન કરેછે. બને ત્યાંસુધી તો તેઓ ઘણાજ થોડા બલકે નહિ જેવા વાળ રાખેછે. અને તેને ઓળવામાં પાણી જોઇએ માટે ધોતા નથી. તેમનાં શરીરે તથા કપડાંએ મેલ રહેછે. ઉનાળામાં પસીનાવડે મેલ ચોટેછે ત્યારે તેઓ હાથ વડે ઉખેડી નાંખેછે, અને કપડાને ભીનું કરી શરીર લોહી નાખેછે. રખેને આપણી સ્ત્રીઓને પણ એ હુંદીઆઓની સોબતની અસર થઈ હોય ! !

આ વિષય બંધ કરતા અગાઉ મારે કહેવું જોઇએ કે સારી ને સમજુ સ્ત્રી ઘરવ્યવસ્થામાં પોતાના ઘરને કેવું દીપાવેછે. ૯મા અધ્યાયના ૨૬ મા શ્લોકમાં મનુ કહેછે કે

**प्रजानार्थं महाभागाःपूजार्हागृहदीप्तयः**
**स्त्रियःश्रियश्चगेहेषुनविशेषोस्तिकश्चन ॥**

મતલબ કે—જ્યારે રૂડી, ભાગ્યશાળી ને સન્માનને લાયક એવી સ્ત્રીઓનું લગ્ન તેમના ધણી સાથે પ્રજા પ્રાપ્તિ સારૂ થાયછે, ત્યારે તેઓ તેમના ઘરને દીવાની પેઠે દીપાવેછે. અને ઘરમાં તેમની ને લક્ષ્મીની વચ્ચે કશો તફાવત રહેતો નથી. આનો ગુહ્ય અર્થ એ નીકળશે કે સમજુ સ્ત્રીઓ ઘર, રાચ રચીલાં વગેરે સાફ સુફ રાખી, વાસણ કુસણ અજવાળી તેમને દીવાની પેઠે દીપાવેછે. અને તે સ્ત્રી લક્ષ્મી જેવી થાયછે. મતલબ કે લક્ષ્મી જેમ વિષ્ણુને આનંદ પમાડી શકેછે તેમ તે સ્ત્રી તેના સ્વામીને ખુશી કરેછે. અથવા તે સ્ત્રી તેજ ઘરમાં લક્ષ્મી છે, એટલે મહેનત મજુરીએ કરકસર કરી તે સ્ત્રી લક્ષ્મીને પેદા કરેછે કે બચાવે છે. એટલે લક્ષ્મી રૂપ પોતેજ થાયછે. આ વાત બિલકુલ વાજબી લાગેછે.

# પ્રકરણ ૫ મું

## કરકસર.

કરકસર કરવી એ પણ સ્ત્રીઓનો ધર્મ છે. પોતાના પતિની ઉપજનો વિચાર કરી ઘરનું ખરચ ચલાવવું જોઈએ. જો ઉપજ કરતાં ખરચ વધારે હોય તો ખરચ ઓછું કરવું એટલુંજ નહિ, પણ થોડું થોડું દરમાસે દરવરસે બચાવવું જોઇએ, કે જેથી કદાપિ ઇશ્વર ન કરે ને એવો વખત આવે કે કાંઈ કમાઇ થાય નહિ, કે ગુજરાન ચલાવવામાં હરકત પડે, તેવે વખતે એ સંઘરી રાખેલા પૈસા કામ આવે. કરકસર એ કમાઇનો નાનો ભાઇ છે. એક માણસ પોતાની કમાઇમાંથી દરવરસે કરકસર કરી પાંચસેં રૂપીઆ બચાવે તો એ રૂપીઆ તેના કરકસર નામના નાના ભાઈએ કમાઈ આપ્યા એમ જાણવું. ખરૂં કહીએ તો કરકસર એ પણ કમાઈજ છે. "દમડી દમડી કરતાં રૂપીઓ થાય ને ટીંપે ટીંપે સરોવર ભરાય" એ કહેવત આપણી સ્ત્રીઓએ યાદ રાખી દરરોજ થોડું થોડું પણ બચાવવું જોઈએ. એક મજુર જો દરરોજ એક પૈસોજ બચાવે તોપણ તે પચાસ વરસે ૩૦૦ રૂપીઆ એકઠા કરી શકેછે. જે તેના ઘરડપણના ઉપયોગ માટે તેના પ્રમાણમાં બસ છે. પણ જો દરરોજ એક આનો બચાવી શકે તો તેની આસપાસનું ખરચ કહાડતાં છતાં પણ તે ઘરડપણમાં દુખી ન થાય.

આપણી (વિશેષે હિંદુઓની) રીતભાત એવી છે કે આપણને કેટલાક પ્રસંગે પૈસાની પણ જરૂર પડેછે. જ્યાંસુધી આપણે જાતિબંધનમાં છીએ, ત્યાંસુધી છોકરાં છૈયાંને પરણાવવામાં, નાતો જમાડવામાં, બારમાં કરવામાં, અને બીજાં અનેક પ્રકારનાં ખરચ કરવામાં આપણને ઘણા

પૈસાની જરૂર પડેછે. આવે વખતે જો પોતાની પાસે પૈસા નથી હોતા તો—જો કે કરજ કરવું એ સારૂં નથી અને નહિજ કરવું જોઈએ તો પણ—લોકો કરજ કરેછે. પણ પૈસા સંઘરેલા હોય તો તેમને કરજના ખાડામાં પડવાની જરૂર રહેતી નથી. આ ઉપરથી મારે કહેવાની મતલબ એમ નથી કે જેની પાસે પૈસા હોય તેમણે છોકરાં પરણાવવાનાં મહા મહેનતે એકઠા કરેલા પૈસા એવા નકામા ખરચમાં ઉડાવી દેવા જાઈએ. મારે કહેવાની મતલબ તો ફક્ત એજ છે કે જેઓ મૂર્ખાઇથી એ રીતે પૈસા ખરચે છે—ખરચવાજ જોઇએ એવું જે મૂર્ખ સમજે છે તેઓ પાસે સંઘરી રાખેલા પૈસા હોય તો તેમને કરજના ખાડામાં ડૂબવું પડે નહિ. ઘરડપણમાં માણસ મહેનત કરી શકતો નથી, ને કમાઇને ગુજરાન ચલાવવા જેટલી સત્તા તેનામાં રહેતી નથી. છોકરા હોય છે તો તેઓમાંના કેટલાક વખતે લઢીને માબાપથી જુદા રહેછે, ને માબાપને ખાવાનું આપતા નથી. અને કેટલાકને તો છોકરાં પણ હોતાં નથી. ત્યારે તેવા માણસોને જુવાનીનો કમાઇનો વખત યાદ આવેછે, ને પૈસા સંઘરી રાખ્યા હોતા નથી તો પસ્તાય છે. તેમાંના ઘણાને ભૂખે મરવું પડેછે, કે ભીખ માગવી પડે છે, અને કેટલાક તો વેરાગી પણ થઈ જાયછે. માટે દરેક સમજુ સ્ત્રીએ પોતાના ઘરડપણના વખતમાં પોતાને અને પોતાના સ્વામીને પૈસાની જરૂર પડશે, એમ જાણી જુવાનીના કમાઇના વખતમાં થોડા થોડા પણ પૈસા બચાવી રાખવા જોઇએ. આ ઉપરથી કોઈએ એમ ન સમજવું કે પુરૂષને કસર કરવાનીજ નથી. છે. પણ આ વિષય પુરૂષને લગતો નહિ હોવાથી તે બાબત પડતી મૂકી માત્ર સ્ત્રીનેજ લગતી બાબત લીધીછે. સ્ત્રીઓને હાથ

નાણાંનો ને ખરચનો વહીવટ હોય તોજ તેઓ કરકસર કરી શકે. એ કામમાં સ્ત્રીને સામિલ કરવી જોઇએ.

આ કરકસર કરવાનું કામ હું મરદ કરતાં સ્ત્રીને વધારે સોંપુંછું. ઘરની વ્યવસ્થા અથવા ઘર ખરચ ચલાવવામાં કરકસર કરવી ધારે તો સ્ત્રીજ કરી શકે. કેમકે સ્ત્રીના પટાવ્યા, ફોસલાવ્યા, કે હઠ પ્રમાણે પુરૂષ ઘણુંકરીને વર્તેછે. ઘરમાં બગાડ ને નુકસાન થતું અટકાવવાનું કામ બાઇડીનું છે. ઘરમાં કેટલું ને કેવું ખરચ કરવું, એ, પુરૂષ કરતાં સ્ત્રીને વધારે માલમ પડેછે. કેમકે તે કામ સ્ત્રીજ કરેછે. સ્ત્રી કહેછે તેમ ઘણું તો મરદ લાવી કે મગાવી આપેછે. મરદ પોતે કમાઈને જે લાવેછે તે માના કે ધણીઆણીના હાથમાં ઘણુંકરીને સોંપેછે. તે કમાઇનો કેવો ને કેટલો ઉપયોગ કરવો એ વિષેનો વિચાર સ્ત્રીના હાથમાં રહેછે. પુરૂષને પોતાના કામને લીધે ઘણીવાર તો તપાસ કરવાનો પણ વખત મળતો નથી કે ઘરમાં કેટલું ને શું શું ખરચ થાયછે, તેથી એ સંબંધી સઘળો વિચાર સ્ત્રીનેજ કરવો પડેછે; ઘર સંબંધી સઘળું ખરચ એજ કરેછે. તેથી એ બાબતમાં કરકસર કરવાનું કામ હું મરદ કરતાં સ્ત્રીને વધારે સોંપુંછું. ને એ સંબંધી બધો જુમ્મો હું સ્ત્રીઓને શીર નાંખુંછું. માટે દરેક સ્ત્રીએ પોત પોતાના ઘરના ભાયડાની કમાઈ જોઇ તેમાંથી કરકસર કરી થોડું થોડું બચાવી બાકીના પૈસાવડે ગુજરાન ચલાવતાં શીખવું જોઇએ. પુરૂષે સ્ત્રીઓને એ કામ કરવાને યોગ્ય કરવી જોઇએ. તેને ભરોસો રાખવા જોગ કરવી ને પછી તેને ઘર, ધન, માલ, વગેરે સોંપવું.

કદાપિ એમ બને કે પુરૂષની કમાઈજ થોડી હોય, ઘણી કસર કરતાં પણ ઘરનું ગુજરાન ચાલી શકતું ન હોય, તો, બચાવી ક્યાંથીજ શકે? ત્યારે તે સ્ત્રીએ ગમે તેમ કરી

પોતે મહેનત કરવી અને પોતાના ધણીની કમાઇમાં પોતે ઉમેરો કરવો જોઇએ. જેમ ઘણી ગરીબ સ્ત્રીઓ પોતાનો ધણી નાની ઉમરમાં મરી જવાથી અથવા ધણી ગરીબાઇ હોવાથી મહેનત કરી પોતાના ઘરનો નિભાવ કરેછે, ને મહેનત કરવામાં ઘડીભર જંપતી નથી, તેમ તેણે પણ કરવું જોઇએ. ચોરી વગેરે કુકર્મ કરવામાં શરમ કે ધિક્કાર છે, પણ ગજુરી કરવામાં પેટનું પૂરૂં કરવાને મહેનત કરવામાં કાંઇ શરમાવાનું નથી એટલુંજ નહિ, પણ આબરૂ છે. ધણીની કમાઇ થોડી ન હોય તોપણ ચાલાકીથી ઘરના કામથી પરવારી નવરાશના વખતમાં પૈસાની ન બને તો વખતની કરકસર કરી, તે વખતમાં પોતે મહેનત કરી, ધણીને મદદ કરી, ઘરખરચ નિભાવવું એ સ્ત્રીનું કામ છે. ઘણી સ્ત્રીઓના ધણી મહેનત કરે, ને સ્ત્રીઓ નવરાશના વખતમાં ઉંઘે, કે પોતાના જેવી બીજી સ્ત્રીઓ સાથે લોકની કુથલી કરે ને ઘરની સંભાળ ન લે, ધણીને યોગ્ય મદદ ન કરે, એ તે સ્ત્રી શાની? જેમ ધણીનો તેમ સ્ત્રીનો ધર્મ છે કે એક બીજાને અરસ્પરસ મદદ કરવી. જ્યારે ધણી સ્ત્રીને મદદ કરે ત્યારે સ્ત્રીએ ધણીને મદદ કેમ ન કરવી? ગરીબ સ્ત્રીઓએ જેમ બને તેમ વખતનો બચાવ કરી, પોતાના જેવીજ બીજી ગરીબ પણ મહેનતુ સ્ત્રીઓનો દાખલો લેઇ વખતની કરકસર કરી, નવરાશનો વખત કહાડી, મહેનત કરી, ધણીની કમાઇમાં ને ઘરખરચમાં મદદ કરવી; એ સમજુ સ્ત્રીનું કામછે. આ ઉપરથી મારે કહેવાની મતલબ એમ નથી કે પૈસાદારની ને મધ્યમ વર્ગના ઘરની સ્ત્રીઓએ આળસમાં ને ગપોમાં વખત ગુમાવવો, અથવા તેમણે વખતની કરકસર ન કરવી? તેમણે પણ જેમ પૈસાની તેમ વખતની કરકસર કરવી જાઇએ. મારૂં કહેવું એમ ન-

થી કે તેમણે બજારમાં જઇને ગરીબની સ્ત્રીઓની માફક મજુરી કરવી, ઘરમાં રેંટીઓ પુણી કરવાં, લોકોના છાણ વાસીદાં કરવાં, ધોતીઆં ધોવાં, પારકું પાણી ભરવું, કે એંઠવાડો કહાડવો. તેમણે ઘરની વ્યવસ્થા કર્યા કે કરાવ્યા પછી નવરાશના વખતમાં સીવવું, ભરત ભરવું, ગાયન કળા શીખવી, કે બીજો તેમને યોગ્ય હુન્નર શીખવો, કે જેથી પોતાનો ધણી ઘેર આવે ત્યારે તેને આનંદ પમાડી શકે. સારાં સારાં વિદ્યાનાં કે જ્ઞાનનાં પુસ્તકો ને વર્તમાનપત્રો વાંચવાં કે બુદ્ધિ વધે, સમજણ આવે, તથા દેશ પરદેશના બનાવો, રીતભાતો, સ્ત્રી પુરૂષની તથા રાજની હાલત વગેરે જાણવામાં આવે, નીતિની શિખામણ મળે, ઇત્યાદિ ઘણા ફાયદા થાય. પોતાનાં છોકરાંને ઉપદેશ કરવો, ભણાવવાં, ઇશ્વરની ભક્તિ કરવી, તેની અપાર સત્તા વિષે વિચાર કરવો, અને પોતાનાથી થએલા ગુનાની માફી માગવી; સુઘડતાઇ સભ્યતાદિ પરદેશોની રીતભાતો સારી લાગે તો તે, પોતાના ઘરમાં તથા પોતાના પતિને પોતે શી રીતે આરામ આપી શકશે, તેનો શોધ કરવો. ઇત્યાદિ સેંકડો રીતે પૈસાદારની સ્ત્રીઓ પણ પોતાના કરકસરથી બચાવેલા નવરાશના વખતનો પણ ઉપયોગ કરી શકશે.

લૂગડાં અને ઘરેણાંગાંઠાં કરાવવામાં કરકસર કરવાનો વિચાર કરવો એ પણ સ્ત્રીઓને એક અગત્યનો વિષય છે. કેટલીક હઠીલી સ્ત્રીઓ એવી હોયછે કે પોતાની સૈયરોના જેવાં લૂગડાં ઘરેણાં કરાવવાની તેના ધણીની શક્તિ ન હોય—તેના ધણીનું ગજું તેટલું ખરચ કરવાનું ન હોય તો-પણ હઠ લેછે, અને ઘરમાં તે સારૂ દરરોજ કજીઓ કરેછે. જ્યારે આવું બનેછે ત્યારે ધણી હમેશના કજીઆથી કંટાળીને, કરજ કરીને પણ પોતાની સ્ત્રીની ઇચ્છા તૃપ્ત કરેછે.

એ કરજનું પરિણામ ધણી ધણીઆણી બંનેને ચાખવું પડે-છે. કેટલીક પોતાના ધણીની કમાઇનો વિચાર પણ કરતી નથી અને નાનપણમાંથીજ છોકરાં છૈયાનાં ઘરેણાં તથા વિવાહ જમણવારો વગેરે પાછળ પૈસા ખરચાવેછે. જે પૈસા ધણી મહા મુસ્કેલીથી મેળવી શકેછે અથવા કરજે આણે છે. આટલું કરતાં છતાં પણ એ ઘરેણામાં ખરચેલા પૈસા કોઇવાર તે છોકરાંના જીવ લેવરાવેછે. નાનપણમાં કરાવેલાં ઘરેણાં મોટપણમાં કામ લાગતાં નથી અને વળી પાછા ઘડાના કાંકરા કરી—નાનાં ઘરેણાં ભગાવી બીજાં મોટાં ઘરેણાં કરાવવાની ફરજ પડેછે. અથવા નાનાં રાખી મૂકી મોટાં કરાવવાં પડેછે. ખરે! ઘરેણાં ગાંઠાં કરાવવાનો રિવાજ આપણા દેશને ઘણો હાની કરતા, અને આપણી સ્ત્રીઓની મૂર્ખાઇ દર્શાવનારોછે. અલબત તેમાં પુરૂષની મૂર્ખાઇ તો છે. જ. પણ સ્ત્રીઓની તે કરતાં વિશેષ છે. કરજ કરીને પણ ઘરેણાં કરાવવાનો રિવાજ મેં માત્ર સુરતમાંજ જોયોછે. કાઠીઆવાડ,માં ને ગૂજરાતના બીજા ભાગમાં નથી જોયો તેનું કારણ કદાપિ મારી બીજા નગરોથી ઓછી માહીતગારી હશે. તોપણ ઘણી હરકત વેઠીને ઘરેણાં કરાવવાનો ચાલ તો ઘણું કરીને આખા ગૂજરાતના હિંદુઓમાં છે, એ મારા જાણવામાંછે. સ્ત્રી જો સમજુ હોય અને એ બાબતની હઠ લેતી વખત ધણીનું ગજુ, જો વિચારતી હોય, તો ઘરેણાં ગાંઠાની હઠ તે લેજ નહિ. ગરીબ ઘરમાં પણ ઓછામાં ઓછા બધાં થઇને સો રૂપીઆનાં ઘરેણાં કરાવવાં પડતાંજ હશે, પણ એજ સો રૂપીઆ ચક્રવૃદ્ધિ વ્યાજે મૂકે તો પચાસ વરસે આઠગણા અથવા આઠસો રૂપીઆ થાય. જે તેના ઘરડપણના વખતમાં ઘણા ઉપયોગી થઇ પડે, તેનો વિચાર વાંચનારે કરી લેવો. જો ન બને અને કદાપિ કોઇ ગરીબ પંચાસ રૂપીઆજ વ્યા-

જો મુકી શકે, તોપણ તેટલાના વધીને ચારસેં રૂપીઆ થાય, અને તે તેને જરૂરને વખતે ઉપયોગી થઈ પડે. અથવા ગરીબને એટલી રકમનો તો મોટો વારસો ગણાય. પચાસ રૂપીઆનાં ઘરેણાં પચાસ વરસ રહ્યા પછી વેચે તો હું ધારૂંછું કે પાંચ રૂપીઆ ઉપજે. એ બેમાં કેટલો બધો તફાવત પડ્યો, તેનો વિચાર કરવો જોઇએ. એજ પ્રમાણે મોટાના પ્રમાણમાં હજાર, દશહજાર ઇત્યાદિ લેઈએ તો તેથી આઠગણા રૂપીઆ પચાસ વરસે થાયછે. આ હિસાબ આપણી સ્ત્રીઓએ જરૂર યાદ રાખવો જોઇએ. તેમણે વિચારવું જોઇએ કે ઘરેણાં કરવામાં ફાયદો છે કે તેટલા રૂપીઆ વ્યાજે મૂકવામાં. આટલામાં શું ? એમ કહેનારીએ ખૂબ યાદ રાખવું કે તેટલાના તો પચાસ વરસે તેથી આઠગણા થાયછે, જે તમને અડીની વખતે અતિ ઉપયોગી થઇ પડશે.

કેટલાકનો વિચાર એમ હોયછે કે ગરીબ હોય તે નહિ, પણ પૈસાદાર હોય તે શા વાસ્તે લૂગડાં ઘરેણાં ન કરાવે? પૈસાદારને જો ઘરેણાં હોય તો જરૂરને વખતે તેમને ઘણાં ઉપયોગી થઈ પડે. એ વાત ખરી, તો તે વિષે આપણે વિચાર કરો. આપણે ઘણીવાર જોઇએ છીએ કે જેઓ કરોડાધિપતિ હતા તેઓ પાયમાલ થઈ ગયાછે, અને તેઓનાં ઘરેણાં ગાંઠાં વેચાયાંછે. અને કોઇવાર તે ઘરેણાંએ તેમની આબરૂ બચાવી નથી, તો તેગનું ગુજરાન તો ચાલતું કર્યુંછે, અથવા એ ઘરેણાંએ કોઇ કોઇવાર કુલ દેવાનું બે ચાર આની પતવી આપ્યુંછે એ વાત ખરી. લાખ રૂપીઆનું ઘરેણું હોય તો તે અરધી કીમતે મુશ્કેલાઇથી વેચાયુંછે અને તેટલા રૂપીઆ કરજમાં આપવા કામ લાગ્યાછે, અગર તો ગુજરાન ચલાવવામાં કામ લાગ્યાછે. આ વાતની આપણાથી ના પડાતી નથી. પણ જો

એજ લાખ રૂપીઆની ચાર કે પાંચ ટકાની લોન લીધી હોત, તો વરસ દહાડે ચાર કે પાંચ હજાર રૂપીઆ વ્યાજ આવત, અને છેવટ લાખે રૂપીઆ અનામત ગણાત. જ્યારે રૂપીઆની જરૂર પડત ત્યારે તે અરધી કીમતે નહિં પણ થોડીજ ખાધ ખાધાથી કે વખતે નફો લેઇને પણ વેચી શકત. કેમકે લોનનો ભાવ એટલો બધો ઓછો થવાનો સંભવ નથી. અને કદાપિ ઓછો થાય તોપણ શું? વીશ કે પચીસ વરસ વ્યાજ લીધાથી એ મુદલ તો ગળી રહેત. અને તે કરતાં જેટલા વરસ વધારે રહેત, તેટલા વરસના રૂપીઆ વધારે મળત. ઘરેણાની અરધી કીમત પણ ગરજ વખતે ઉપજતી નથી અને આ વ્યાજમાં તો દમડી પણ ઓછી મળત નહિં. કોઈ કહેછે કે અંગ્રેજ સરકારનું રાજ્ય જાય તો રૂપીઆ જાય કે નહિ? ખરીવાત, તમારી પાસે લોન હોય તો જાય; પણ ત્યારે ઘરેણા વિષે પણ તેવોજ વિચાર કરો. ઘરેણાં ચોરાઇ કે લૂટાઇ જાય તો જાય કે નહિ? તે પણ જાય. એ રીતે ભવિષ્ય ઉપરનું નુકસાન તો બંને રીતે સરખું છે. એટલુંજ નહિ પણ ઉલટું ઘરેણાંને જોખમ વધારે છે. અંગ્રેજ સરકારનું રાજ્ય જવા કરતાં ઘરેણાં લૂટાવાનો કે ચોરાવાનો ભય ને સંભવ વધારે છે. માટે ઘણાં ભય કરતાં થોડાં ભયમાં રહેવું, અને ફાયદો વધારે ભોગવવો, એ મારી નજરમાં તો સૌથી સારો રસ્તો આવેછે. તથા હું ધારૂંછું કે સઘળા વિચારવંતને એ વિચાર પસંદ પડશે.

વેપાર રોજગારમાં નાણું વાપરવું. ઘરેણાંગાંઠામાં નાણાં વાપર્યાને બદલે આટલું નાણું વેપાર રોજગારમાં વધારે રોકયાથી પણ વધારે ફાયદો છે. વેપારમાં ઘણીવાર નાણું વધેછે. વેપાર વડે માણસો કરોડાધિપતિઓ થાયછે. પણ જે-

ઓ પોતાનો પૈસો ઘરેણાંગાંઠાં કરાવવામાંજ વાપરી બેસેછે તેઓ પોતાના પૈસા વધારવાને બદલે ઉલટા ઘટાડેછે. ઘરેણાં ગાંઠાં ઘસાઇ જાયછે અને તેથી દરવરસે તેની કિમત ઓછી થાયછે. એ ખરૂં છે કે કેટલીક વસ્તુઓ ઘસાતી નથી, જેવી કે મોતી, હીરા વગરે. તોપણ તે ઘરેણામાં વાપર્યા પછી તેને વેચવા જાય તો તેની કીમત તેને ઓછી ઉપજેછે, તેથી તેને નુકસાન થાયછે. ત્યારે કોઈ એમ સવાલ કરે કે વેપારમાં ખોટ જાયછે, માલની કીમત ઘટી જાયછે, વહાણ ડૂબી જાયછે, વેપારી ભાગી ગયાથી લેણું ડૂબી જાયછે, વગેરે કારણોથી વેપારમાં પણ નુકસાન થાયછે. એ વાત ખરી છે; કોઇ કોઈવાર એ પ્રમાણે બનેછે ખરૂં, પણ એવો વિચાર જો અગાઉથી બધા કરે તો વેપારીથી વેપારજ કરાય નહિ. વેપાર કરતી વખત તેઓ એ બાબતનો વિચાર કરતા નથી. લાભની આશાએજ વેપાર કરેછે. હજાર તરેહના વિચાર કરીને વેપાર કરેછે. તેઓ વિચારે છે કે કેમ ને કેવો વેપાર કરીશું, શાનો કરીશું, માલ ક્યાંથી લાવીશું, શી રીતે વેચીશું કે ફાયદો થાય, પછી તે પ્રમાણે વેપાર કરેછે. ખોટ જશે એમ ધારી જો વેપાર કરતા હોય તો કોઇ વેપારજ કરે નહિ. તથા જે ધનાઢ્યો આપણે જોઇએ છીએ, જે સુખનાં સાધનો આપણને જોઈએ તેટલાં અને જોઇએ ત્યારે જોઈએ તેવાં મળેછે, તે મળેજ નહિ. મતલબ કે વેપાર કરનાર લાભની આશાએ વેપાર કરેછે, પછી ઇશ્વરેચ્છાથી ખોટ જાય તો તેનો કાંઈ ઉપાય નહિ; પણ ઘરેણાં કરાવનાર તો જાણેછે કે તેથી તેને દરવરસે ફાયદાને બદલે ગેરફાયદોજ થવાનો છે. તે છતાં પણ સ્ત્રીના હમેશના કંકાસથી કે જૂઠી શોભાની આશાએ કરાવેછે, તે અડીની વખતે

ઘરેણાં હોય તો કામ આવે, એવા ઇરાદાથી ઘરેણાં કરાવનાર તો ફક્ત કેટલાક શેઠીઆજ છે. જે લોકો બોહોળા નાણાંથી પૂરતો વેપાર કરેછે, વેપારમાં ખાધ જાયતો અથવા દેવાળું કહાડવું પડે તો પછી પોતાનું સારી રીતે ગુજરાન ચાલે એટલા પૈસા સરકારમાં મૂકેછે, તેમ છતાં શોભાને માટે કે અડીની વખતે એ પણ કામ લાગે એમ ધારી જેઓ ઘરેણાં કરાવેછે, તેમને માટે મારે કાંઝી ફરીઆદ કરવાની નથી; પણ તેમનું જોઇને તણાઇ મરનારા, વેપારમાં થોડા પૈસા વાપરી તેમાંના બચેલાનાં ઘરેણાં ઘડાવનારા, અને જરૂરને વખતે ગુજરાન ચાલે એટલા પૈસા સરકારમાં નહિ ભરનારાને માટે, તથા પોતાના ધણીને વેપાર કરવામાં નાણાની વધારે જરૂર છતાં આગ્રહથી અને કંકાસથી ઘરેણાં કરાવનારી હઠીલી સ્ત્રીઓને માટે, મારી આ ફરીયાદ છે. માટે સમજુ બાઈઓએ એ ઉપર ધ્યાન પહોંચાડવું જોઇએ. પોતાના ધણીને જરૂર હોય, તોપણ કંકાસ કે હઠ કરી ઘરેણાં કરાવવામાં નકામું ખરચ કરાવવું ન જોઇએ. આ લખાણથી જૂના વખતની જૂની રૂઢી એકદમ બંધ પડે તેવું ભાસતું નથી, તથાપિ એની કાંઈક અસર થાય તો ઠીક. કમાઇ ઉપર નજર રાખી ઘરેણાં જરૂરનાં હોય તેજ કરાવવાં ને સાદાઇ રાખવી.

નાતો જમાડવામાં પણ મરદના કરતાં સ્ત્રીને વધારે હોંસ હોયછે. નાતમાં જમવાની ઉલટ પણ તેમને મરદથી ઓછી નથી. સારાં મિષ્ટાન્નની નાત જમાડવી, પોતાનાં કે માગી આણેલાં ઘરેણાં લૂગડાં પહેરી નાતમાં ફરવું, લોકોમાં વાહવા, કહેવડાવવી,—પછી ગમે તો કરજ કરીને પણ—એ મૂર્ખ સ્ત્રીઓને વધારે પસંદ હોયછે, નાતમાં સારાં લૂગડાં ઘરેણાંગાંઠાં—પોતાને ન મળે તો માગીને પણ—પ-

હેરીને નોતરાં દેવા જવું, મૂર્ખ બેનપણીઓમાં પોતાનાં વખાણ થતાં સાંભળવાં, એ મૂર્ખ ને અવિચારી સ્ત્રીઓ વધારે ઈચ્છેછે. તેથીજ સારી નાત જમાડવાને તે પોતાના પતિને આગ્રહ કરેછે. ફલાણે આવી નાત કરી, ને ફલાણે આવી, તો આપણે તેથી પણ વધારે સારી કરો, કે નાત જમાને ખુશી થાય, અને વખાણ કરે !! કમાઇ કેવીછે, રોકડ કેટલું છે, એટલું ક્યાંથી લાવવું, કરજે કહાડેલાં નાણાનું શું થશે. કરજ કરીને નાત જમાડી, પોતે દુખી થવા કરતાં નાત જમાડીએ નહિ તો શું નુકસાન, એ કશાનો વિચાર એ મૂર્ખ સ્ત્રીઓ ભાગ્યેજ કરેછે. તેઓ ટુંકા વિચારની હોવાથી માત્ર તરતના વખાણ તરફજ જૂએછે, આગળ શું થશે તેનો વિચાર તો તેઓ કરતીજ નથી. જો સ્ત્રીઓ ડાહી ને ભણેલી હોય, નાતમાં જમવા જવું તેઓ છોડી દે, નામું બરાબર રાખતી હોય, લાંબા વિચાર કરવાની તેમને ટેવ હોય તો, તેઓ પોતાના ધણીને કરજ કરી નહિ ડૂબવાને, આગળ ઉપરનું સુખ નહિ તજવાને તથા થોડી મુદતનાં નકામા વખાણ નહિ લેવાને સલાહ આપશે. અને સમજુને વિચારવંત સ્ત્રીઓએ તેજ પ્રમાણે સલાહ આપવી એ તેમનો ધર્મ છે. તોપણ મારે કહેવું જોઇએ કે જ્યાંસુધી નાતને નોતરે જમવા જવાનું જારી રાખશો ત્યાંસુધી તમારે નાત જમાડવી પડશે. બીજાને ત્યાં નાતમાં જમવા જવું તો તમારે ઘેર પ્રસંગ આવે ત્યારે બીજાનો હક નાત લેવાનોછે, માટે મૂળને છેદવાની જરૂર છે.

**નામું રાખવું**.—એ કરકસરનો દીવો છે. નામું રાખ્યાથી કેટલી ઉપજ છે અને કેટલું ખરચ છે તે આપણને માલમ પડેછે. નામા વિના ઘણીવાર ઉપજ કરતાં વધારે ખરચ થાયછે, તોપણ માલમ પડતું નથી. ઘર ખરચનું નામું રાખવું તે ઘર-

ધણીયાણીનું કામ છે.જે ઘરધણીઆણીઓ ચાકરોની શેઠાણી હોયછે, તેમણે ચાકરો જે માલ લાવે તેનો હીસાબ રાખવો તથા તે સારો છે કે નઠારો, તે તપાસવો જોઇએ. કેમકે ઘણી વાર નઠારો માલ આવેછે ને તેથી મંદવાડ થાયછે. કિમત વધતી-બેઠી છે કે ઓછી, ચાકરો ખાઇ જાયછે કે નહિ, તેની પણ ખૂબ તપાસ રાખવી; કેમકે જો હલકી વસ્તુઓમાં ચાકરોની નજર બગડેછે, તો પછી મોટીમાં પણ બગડતાં વાર લાગતી નથી. માટે જે વસ્તુ ચાકર ખરીદી લાવે, તેની કિમત બરાબર છે કે નહિ, વસ્તુ સારી છે કે નહિ, તેની પોતે જાતે તપાસ કરવી. એ રીતે કરવાથી ચાકરને સારો માલ લાવવાની તથા બે ઠેકાણે ફરીને તપાસ કરી લાવવાની જરૂર પડેછે. જો તમે તપાસ નહિ કરો તો તે ખાઈ નહિ જાય, તોપણ આળસને લીધે છેતરાઇ તો આવશેજ.

નામું રાખ્યાથી માલમ પડેછે કે કેટલું ખરચ થયું, કોને કેટલું ને ક્યારે આપ્યું છે અને ઉપજ કેટલી થઈ. ગયા માસ કે ગયા વરસ કરતાં આ માસ કે આ વરસમાં વધારે ખરચ થયુંછે કે ઓછું, તે, તથા વધારે થયું હોય તો તે તેમ નહિ થવા દેવા માટે બીજે મહિને કે વરસે સાચવેત રહેવાને ચેતાવેછે. નામા વિના તે માલમ પડતું નથી. ઉપજના પ્રમાણમાં ખરચને હદમાં રાખવાને ચેતાવનાર નામું એ સ્ત્રીઓનો શિક્ષક છે. એ ઘરખરચનું નામું આપણી સ્ત્રીઓએજ રાખવું જોઇએ. દરેક સ્ત્રીએ દરેક ગહિને નામા ઉપર વિચાર કરી બીજે મહિને ખરચ કરવું, એ તેમનો ધર્મ છે.

**સાંધવું, સીવવું, ભરવું, ઇત્યાદિ.**—સમજુ સ્ત્રીઓ પોતાના ઘરકામમાંથી પરવાર્યા પછી નવરી બેસી રહેતી ન-

થી. આખો દિવસ ઊંઘી કે મૂર્ખની સોબતમાં ગપો મારીને નકામો વખત ગુમાવતી નથી. તેઓ પોતાની સ્થિતિ ઉપર વિચાર કરીને, પોતાનાં, પોતાના સ્વામીનાં કે પોતાનાં છોકરાંનાં ફાટેલાં કપડાં સાંધીને આખાં બનાવે છે, અગર નવાં કપડાં સીવેછે. કાંઇ સીવવાનું કે સાંધવાનું નથી હોતું તો પોતે પોતાના ઘરનાંને માટે કાંઇપણ ઉપયોગી ભરત ભરેછે, અથવા ભરીને વેચી પોતાના સ્વામીને પૈસાની મદદ કરી શકેછે. કરકસરનો આ પણ એક સારો ઉપાય છે. ઉપલા વર્ગની સ્ત્રીઓ વેચે નહિ તો પોતાનાં ઘરનાંને ઉપયોગી સીવે કે ભરે તો તેમાં કાંઇ ખોટું નથી. નવરાસનો વખત કામમાં રોક્યાથી ચંચળાઇ રહેછે ને આળસથી તનદુરસ્તિમાં બિગાડ થાયછે તે થતો નથી. સાધારણ વર્ગની સ્ત્રીઓ ભરત વેચે તો તેમાં કાંઇ ખોટું નથી, ઉલટો ફાયદો થાયછે. દળવું, ખાંડવું, વગેરે કામ ગરીબ વર્ગની સ્ત્રીઓએ કરવાં, જેમનાથી થઈ શકે તેમણે મજુરી કરવી, ને જેમનાથી તે ન થાય તેઓ તેને બદલે પોતાના ઘરમાં ભરત ભરે કે લૂગડાં સીવે, તો તેમનો વખત નકામો ન જાય, તથા ધણીને ઉપયોગી મદદ કરી શકે, એ પણ કરકસરજ. અને તેમ કરવું એ પણ સ્ત્રીઓનો ધર્મ છે. પોતપોતાની અવસ્થા પ્રમાણે કાંતવું, હીર કાઢવું વગેરે ઉપયોગી કામ કરવામાં આબરૂ છે.

આ વિના કરકસર કરવાના ઘણા ઉપાયો છે. મતલબ કે આપણી સ્ત્રીઓએ દરેક બાબતમાં દરેક વખતે, પૈસાની અને વખતની કરકસર કરી, તેમના સ્વામીનો યોગ્ય સોબતી થવું, તેમના સ્વામીને મદદ કરવી ને ઉપયોગી થવું. વખતનું ને પૈસાનું ખરચ કરતાં સાવચેત રહેવું એ આપણી સ્ત્રીઓનો ધર્મ છે.

# प्रकरण ६ ठुं.

## ચાકરો કેવા રાખવા જોઇએ.

આ બાબત જેઓ ચાકરી કરેછે અને ચાકર રાખેછે એ બંનેને ઉપયોગી છે. ચાકરોએ પોતાની શેઠાણીની આજ્ઞા ઉઠાવવી, સામા ન થવું, શેઠાણીની ભૂલ હોય તો ઠંડે સ્વભાવે નરમાશથી કહેવી, ચોરી ન કરવી, ઉદ્યોગી રહેવું, પ્રમાણિકપણે ચાલવું, શેઠનું ઘર તે પોતાનું ઘર હોય અને શેઠનું બગડે તે પોતાનુંજ બગડશે એમ જાણી બગાડ ન કરવો, કે બગાડ ન થાય માટે સાવચેત રહેવું, મગાવેલી વસ્તુ સારી જોઈને તથા બે ઠેકાણે ભાવતાલની તપાસ કરી બરાબર જોઇને જોખાવીને લાવવી, ને દાનત ચોખ્ખી રાખવી. મતલબ કે હરેક ઉપાયે પોતાના શેઠનું સારૂં થાય તેમ કરવું, કેમકે તેનું સારૂં થવામાં તમારૂં પોતાનું સારૂં છે. માટે એક નિષ્ટાથી ચાકરી કરવી અને શેઠ શેઠાણીને રાજી કરવાં. કામમાં રસળવું નહિ. ઘેર કે કામે જવું પડે ત્યાંથી ઝટ પાછા આવવું. શેઠનું ઘર અને વાસણ ચોખ્ખાં રાખવાં, તેમ ભીંતે કે બારણે દીવેલના ડાઘ પાડવા નહિ.

શેઠાણીએ તેના ઉપર જુલમી ન થવું. તેની શક્તિ જોઇને તેનાથી થાય તેટલું ને થાય તેવું કામ સોંપવું. નરમાશથી બોલવું. તેને ગાળો દેવાને બદલે નરમાશથી ઠપકો દેશો તો તે વધારે સારો થશે. તે પ્રમાણિકપણે ચાલેછે કે નહિ, તેની તે ન જાણે તેમ ખાતરી કરવી. કેમકે, હલકી બાબતની ચોરી કરવાથી તે મોટી વસ્તુ ચોરતાં શીખેછે. તેના મનને માઠું લાગે તેમ બોલવું કે ચાલવું ન જોઈએ. બને ત્યાંસુધી તેને રાજી રાખી કામ લેવું. માણસ રાજી ખુશીથી કે નરમાશના બોલથી, જેવું કામ કરેછે તેવું

જુલમથી કે ધમકીના હુકમથી કરતો નથી. ખાવા પીવામાં ને લૂગડાંલત્તાંમાં તેની બરદાસ લેવી જોઇએ. માયાનો બદલો માયાથી વળેછે, એટલુંજ નહિ, પણ વ્યાજ સાથે મળેછે. આપણે તેના ઉપર માયા રાખીશું તો તે આપણા ઉપર હેત રાખશે એટલુંજ નહિ, પણ કામ વધારે સારૂં કરશે. તેના ઉપર કરેલો ઉપકાર તે કદિ ભૂલશે નહિ, પણ બનતાસુધી તેનો બદલો વાળવાને પ્રયત્ન કરશે. ચાકરનો સ્વભાવ નઠારો હોયછે, તોપણ કેટલીક સમજુ શેઠાણીઓ તેને સુધારેછે; અને ચાકર સારો હોય, તોપણ મૂર્ખ શેઠાણીઓ તેને નઠારો બનાવી દેછે. ચાકરોના આણેલા સામાનની તથા તેની કિમતની તથા તેના કરેલા ઘરના કામની તપાસ કરવી, એ શેઠાણીને એક અગત્યનું કામછે; કેમકે નહિ તો ચાકરો ચોરી કરતાં શીખેછે કે આળસુ થઇ જાયછે. બરોબર કામ લેવું એ મોટી માયા છે. ચાકરોને મોઢે ચડાવવા નહિ. કેટલીક સ્ત્રીઓ ચાકરો સાથે અયોગ્ય રીતે વર્તેછે તેથી ચાકરો નઠારા નીવડેછે. સુનીતિથી ચાલી શેઠાણીએ પોતાનો દરજ્જો જાળવવો ને ભારબોજ રાખવો. ચાકરો નઠારા માલમ પડે તો તરત તેમને કહાડી મુકવા જોઇએ. સારા ચાકરોને તેમની મહેનત અને પાકદાનતનો બદલો આપી રાજી રાખવા પરંતુ હદથી જાદે ભરોસો રાખવો નહિ. તેમની જોડે બહુ હળી જવું નહિ. ચાકરડીઓને પાસે બેસાડી તેમની જોડે ખાનગી વાતો કરવી નહિ. નોકર કેવા જોઇએ, તે વિષે આખું પુસ્તક લખ્યાથી જેટલી અસર થાય તે કરતાં હું ધારૂંછું કે આ નીચે લખેલી વાતથી વધારે અસર થશે. એમ જાણી તે મારી નજરે જોએલી આખી ખરી વાત ટુંકામાં આ નીચે ઉતારીછે.

ખાનદેશના કીરકી (ખડકી) ગામનો રહેનાર એક કુણ-

બી વખાનો માર્યો ગુજરાતમાં આવ્યો. રસ્તામાં આવતાં બહુ તરસ લાગી ત્યારે તેણે એક વેરાગીનું પાણી પીધું હતું, તેથી તેની સમજ પ્રમાણે તેણે પોતાને વટલ્યો ધાર્યો. આશરે વીશ બાવીશ વરસની ઉમરનો તે જુવાન હતો. ગૂજરાતમાં આવી એક પાટીદારને ત્યાં તે ચાકર રહ્યો. તેણે કહ્યું કે હું વખાનો માર્યો આવ્યોછું, જાતે કણબી છું, પણ રસ્તામાં આવતાં વટલ્યોછું. આવો સાચો બોલો જાણીને તથા પેલા પાટીદારને ચાકર રાખવાની જરૂર હતી*, તેથી તેણે તેને પગાર ઠરાવી રાખ્યો. ચાકર જાતે કણબી તેથી તેને ખેતી કરતાં આવડતી હતી, જેથી તે પોતાના શેઠને ઘણો ઉપયોગી થઇ પડ્યો. મરાઠી વારામાં ખેતરમાંથી અનાજ વગેરે ચોરાઇ જવાની દેહેશત ઘણી હતી, તેથી તે ખેતરમાંજ ઝુંપડી બાંધી હથીઆર લેઇ રાત્રે પડી રહેતો હતો. સવાર સાંજ બે વખત ખાવા સારૂજ માત્ર ઘેર આવતો. ખેતરની રખવાળી સારૂ એણે દશવીશ કૂતરા પાળ્યા હતા, તેમને ખાવા સારૂ પોતાને ઘેરથી તથા બીજા દયાળુ પાડોસીઓને ત્યાંથી રોટલા ઉઘરાવી લેઈ જતો હતો. એની સાથે કૂતરાં એટલાં હળી ગયાં હતાં કે સંધ્યાકાળે એને ખેતરમાં જવાનો વખત થાય ત્યારે ભાગોળ સુધી એને સામાં લેવાને આવતાં હતાં. એ જાતે ઘણો હીમતવાન હતો. તે વખતમાં ખેતરોમાં વાઘ પણ કોઇ કોઇવાર આવતા હતા તેથી પણ તે ડરતો નહિ હતો. એકવાર એણે એક જબરા વાઘનો હથીઆરવડે શીકાર પણ કર્યો હતો ને તેથી એનું નામ વાઘમાર પડયું હતું. એની તથા એના કૂતરાની

---

* કોઇ વખતે અનેક વેશે ઠગારા આવી આવું અથવા બીજું કહી નોકર રહેછે ને પછી લાગ આવે ઘરમાંથી દાગીના લઇ નાસી જાયછે તેનો પત્તો લાગતો નથી, માટે સંભાળીને રાખવા.

દેહેશત ચોરો ઉપર પણ એટલી પડી હતી કે એના રહ્યા પછી તે પાટીદારના ખેતરમાં કોઈવાર ચોરી થઇજ નહિ હતી. એના રખવાળાનો લાભ આસપાસના ખેતરવાળાને પણ મળતો હતો. રહેતે રહેતે એવું પણ બન્યું કે એ ખેતરમાં ન હોય તો પણ કોઈ ચોર ચોરી શકતો નહિ. એના કૂતરા એની ગેરહાજરીમાં રખવાળી કરતા હતા, ખળામાં દાણાનો ઢગલો પડ્યો હોય ને રાત્રે ઘેર લેઈ જઈ શકાય નહિ, તો તેનાં કૂતરાં આસપાસ વિંટાઇ બેસતાં અને જાણે બગાડ થશે એવું સમજતાં હોયની, તેમ મળમૂત્ર માટે ખળા બહાર જતાં. બની શકે ત્યાંસુધી તે પોતાના શેઠને કાંઈપણ કામ કરવા દેતો નહિ. ખેડવું, કાપવું, લણવું, લાવવું, લાકડાં કાપી લાવવાં, આઠ દશ જનાવરો પાળવાં, લીલું ઘાસ હોય ત્યાંસુધી દરરોજ બેવાર કાપી લાવવું, ખેતરમાં ખાતર પુંજો નાંખવો, મહુડા, રાએણ, આંબા ઇત્યાદિ ઝાડોની તથા ફૂળ ફળાદિની સંભાળ રાખવી, ઘેર લાકડાં, ઘાસ વગેરે ગોઠવવું. ઈત્યાદિ સર્વે કામ કરવામાં તે કુશળ હતો. પોતાનાથી જે કામ બની શકે તે કામ પોતેજ કરતો. પણ જેમાં બીજા આદમીની જરૂર પડે તેમાં અને એકલા કરવાથી જે કામ મોડું થાય ને બગડે એવું હોય તેમાં તે મજૂરની કે શેઠની મદદ લેતો હતો. આ સિવાય ગાડી હાંકવી એ પણ એનુંજ કામ હતું. આવા કામગરા ને કમાઉ ચાકર ઉપર શેઠની પ્રીતિ થાય તેમાં નવાઇ નથી, ને ચાકરને પણ તેમજ હતું. શેઠનો બગાડ થાય તે પોતાનોજ થાય એવું તે સમજતો હતો. એવામાં શેઠ ગુજરી ગયા. ચાકરને આજ સુધીમાં નોકરી કરતાં વીશ વરસ થઇ ગયાં હતાં. શેઠે મરતી વખતે પોતાના ચાકરને બોલાવીને પૂછ્યું કે તારે કેમ કરવું છે?

જવું છે કે રહેવું છે? જો જવું હોય તો તારો પગાર ચૂકવી આપું. ચાકરે કહ્યું કે મારે કયાં જવું છે? મારૂં તો આજ ઘર છે. શેઠને બે દિકરા હતા; માટે શેઠે પૂછ્યું કે બેમાંથી કિયાની સાથે તારે રહેવું છે? ચાકર અનુભવથી બંને દિકરાઓનો સ્વભાવ ઓળખતો હતો, કેમકે એણેજ તેમને ઉછેરીને મોટા કર્યા હતા; ને તેથી તેણે નાના શેઠની સાથે રહેવાનું કહ્યું. એટલે મોટાએ પોતાના હિસાબના પૈસા એને ચૂકવી આપ્યા. તે લેઇ તેણે પોતાના શેઠને ત્યાં ભર્યા. નાના શેઠ એના મરનાર શેઠ જેવાજ માયાળુ હતા. ઘરનાં સઘળાં માણસોની પ્રીતિ એના ઉપર હતી. હવે તો શેઠનું ઘર તે એનુંજ થયું. પચાસ વરસની ઉમર થવા આવી અને ઘેર જવાની આશા તેણે રાખીજ નહિ હતી. ચાકરની પ્રીતિ ઘરનાં ઉપર ઘણીજ હતી. શેઠનાં છોકરાં નિશાળે ભણવા ન જાય તો પોતે તેમને મારીને નિશાળે મૂકી આવતો હતો. પોતાના શેઠનો નાનો છોકરો નિશાળે જતો નહિ હતો, ત્યારે "ભણતો નથી એ છોકરો શા કામનો છે?" એમ કહીને એક વાર કુહાડી લેઇ મારવા ગયો હતો! અલબત્ત, ખરેખરો મારી નાંખવાને નહિજ, પણ તેને બીહીવડાવવાને તે પ્રમાણે તેણે કર્યું હતું. શેઠના ઘરનાં એને હવે ચાકર ગણતાં નહિ. તે ખરેખરો ઘરનો વડીલ હતો. તેથી છોકરાંની મા વગેરે કોઈએ એક શબ્દ સરખો તેને કહ્યો નહિ. તેઓ જેમ બને તેમ, તેને માઠું નહિ લાગે, એવી રીતે બોલતાં ચાલતાં હતાં. તેમ ચાકર પણ હમેશાં શેઠનું સારૂં તાકીને સારૂંજ થાય તેમ કરતો હતો. ઠપકાને લાયક કાંઇ પણ કામ એ કરતો નહિ હતો. ખેતરમાંથી રાએણ, બોર, કેરી આદિ ફળ પોતાની જીભ ઉપર તે મૂકતો નહિ. જે મળે તે નાનાં છોકરાંને સારૂ ઘેર

લેઇ આવતો હતો. ઉકરડામાંથી અને ખેતરમાંથી બસેં ત્રણસેં રૂપીઆનું તો ઘરેણું જડયું હશે. ખચીત ચોરીનું તો નહિજ—કેમકે ચોરી કરે એવો એ હતોજ નહિ; તેમ તેને ચોરી કરવાનું કારણ નહોતું. એ સઘળું એણે પોતાના શેઠને આપ્યું હતું. એનો પગાર વગેરે સઘળું મળીને એક હજાર કરતાં વધારેનું લેણું પાટીદાર ધણી પાસે થયું હતું. પણ તે તેણે કોઈ દિવસ યાદ સરખું પણ કર્યું નથી. શેઠ નવાં લૂગડાં આણી આપવાનું કહે તો ઉલટો ના કહેતો, અને કહેતો કે હું તો ઘરડો છું, મારે તો તમારાં ઉતરેલાં જૂનાં પુનાં સાંધ્યાથી પણ ચાલશે. છોકરાં જુવાન છે માટે તેમને જોઇએ, એમને આણી આપો; એમ કહી શેઠનાં ઉતરેલાં જૂનાં લૂગડાં સાંધીને પોતે ચલાવતો હતો. આખા વરસમાં એ કોઈ દિવસ પણ નવરો બેસી રહેતો જણાતો નહિ. આવો મેહેનતુ ચાકર એની આખી ઉમરમાં કોઈવાર માંદો પડયો નહિ હતો. લગભગ એંસી વરસની ઉમર થવા આવી ત્યારે માંદો પડયો. માંદો પડતા પેહેલાંની છેલ્લી ઘડી સુધી મેહેનત કરવામાં કાંઇ કમી રાખતો નહિ. ઘરડો ઘણો થયાથી એની ડોકી વાંકી વળી ગઇ હતી, તોપણ એ વાંકી ડોકી ઉપર સવાર સાંજ બેવાર ઘાસ કાપીને બાંધી લાવતો હતો. શેઠનાં છોકરાં ઘણીવાર એને ના કહેતાં કે તમે ઘરડા થયાછો ને ડોકી વાંકી છે માટે નહિ લવાય, અમને લેવાદો; તોપણ તેમને તે કહેતો કે તમને મહાવરો નહિ તેથી માંદા પડો, મને તો મહાવરો છે, એટલે કાંઈ નહિ થાય. એ કોઈ દિવસ ખાજવાઇ જતો નહિ. તોપણ તે ટકી હતો. તે માંદો પડયાથી ખેતરમાં કૂતરાં ટળવળવા લાગ્યાં, ને ભાગોળસુધી આવીને નીસાસા નાંખી પાછાં જતાં. કૂતરાં સારૂ રોટલા

આપી તે શેઠના છોકરાને મોકલતો હતો, પણ ચાકર આ-વશે એમ ધારીને કૂતરાં ત્યાંથી ખસતાં નહિ. છેવટ અરધી રાતે ખેતરમાં પાછાં જતાં ને ત્યાં પેલો છોકરો રો-ટલા નાંખતો તે ખાધું ન ખાધું કરી આખી રાત દિ-લગીરીના પોકાર માર્યા કરતાં. કૂતરાં જેવા પશુની પણ તે-ના ઉપર એટલી પ્રીતિ હતી તો તેના ઘરનાંની તેના ઉ-પર કેટલી પ્રીતિ હોય એ સેહેજ સમજાશે. ચાકરને એ છેવટનોજ મંદવાડ હતો. ઘણા ઉપાય કરતાં પણ મટચું ન-હિ. આશરે દશેક દિવસ મંદવાડ ભોગવી, ખેતરમાં કૂતરાં-ને અને ઘરમાં માણસોને રડતાં મૂકી તે ચાલતો થયો. એ-ના ઘરનાં નાનાં છોકરાં પણ એને માટે રડીને વિલાપ ક-રી પ્રીતિ બતાવતાં હતાં. ઘરમાં કોઇ જુવાન ને ઉપયોગી માણુસ મરી જાય તેમ ઘરનાં સઘળાં દિલગીરી ને રડારો-ળ કરતાં હતાં. ગામનો ઘણો ભાગ એને ઓળખતો હતો અને સઘળાં શોક કરતાં હતાં. પોતાનો કોઇ ઘરનોજ મ-રી જાય, તેમ રિવાજ પ્રમાણે એ ચાકરની પાછળ શેઠે નાત જમાડી હતી. એના મુવા પછી પાછી ખેતરોમાં ચો-રી થવા લાગી. ખેતરના પાડોસીઓ પણ તેને લીધે નિ-શ્ચિંત હતા, પણ તેમના ખેતરમાંએ હવે ચોરી થવા લા-ગી તેથી સૌ એને વારેવારે સંભારવા લાગ્યા. એ વાત-ને આજે પંદર વરસ વીત્યાં તો પણ એના ઘરનાં હજુ એને યાદ કરેછે, કેમકે તેવો ચાકર તેમને ફરીને મળતોજ નથી.

ચાકર કેવા રાખવા અને ચાકર સાથે કેમ ચાલવું તે ઉપરની વાત પરથી સારી પેઠે સમજાશે, એટલે તે વિશે વિસ્તાર કરવાની કાંઈ જરૂર નથી. સમજુ બાઇઓ ! ચા-કર સાથે કેવી રીતે ચાલવાથી કેવા ફાયદા થાયછે, તેનો ઉપલી વાત ઉપરથી દાખલો લો.

# प्रकरण ७ मुं.

## ઘરનાં માણસો સાથે કેમ ચાલવું?

ઘણાંક ઘરમાં સાસુ વહુને, નણંદ ભોજાઈને, દેરાણી જેઠાણીને, અને ધણી ધણીઆણીને બનતું નથી. તેમને હમેશાં માંહોમાંહે કજીઆ થાયછે. પણ તેમ થવું ન જોઇએ. એથી ઘરની ફજેતી થાયછે, આબરૂ જાયછે અને લાખનું ઘર તે કાખનું થાયછે. સઘળાંએ એક બીજાની સાથે અદબથી ને સંપીને ચાલવું જોઈએ. મોટાએ નાનાની કદાપિ ભૂલ કહાડી—અગર તે ખોટી હોય—તો નરમાશથી ફરીને તેમ નહિ કરવાને કહેવું; અને યુક્તિથી તેનો સ્વભાવ નરમ પડે ત્યારે પોતાની ભૂલ ન હોય તો તેને બતાવવું. તમે બેઅદબથી તેના સામા થાઓ તો તેને ખોટું લાગે અને લઢાઈ થાય. વહુ ઘરૂમાં આવે એટલે ઘરનાં સઘળાં બૈરાં એમ ધારેછે કે ગુલામડી આવી-ઘરનું સઘળું કામ કરનારી આવી. વહુ નાની હોય તોપણ સઘળો બોજો તેને માથે નાંખી, સાસુ નણંદ વગેરે માત્ર રાંધવાનું કે બીજું થોડું કામ પોતાને હાથ રાખી વેગળાં રહેછે. અણુસમજુ વહુ નાની હોવાથી કામ કરવામાં ગફલત કરેછે. અને કદાપિ ગફલત ન કરે તોપણ સઘળાં કામ કરીને તેનાથી જલદી પરવારાતું નથી. કોઈનો પણ વાંક કહાડવો હોય તો ડગલે ડગલે કહાડી શકીએ. તે પ્રમાણે બાપડી નાની વહુનો સાસુ વારેવારે વાંક કહાડેછે. તેને મેણાં મારે છે, તેની માને વગોવેછે, અને તે તેના ધણીને કહી કહીને તેના કાન ભરી તે સ્ત્રી ઉપર તેનો અભાવ ઉત્પન્ન કરેછે. વારે વારે વહુની નિંદા કરેછે, તેને વખોડેછે અને ધણી ધણીઆણી વચ્ચે કુસંપ કરાવેછે, અને તે સઘળું ઘણીક વહુઓ

સાંખેછે ને કેટલીક સામી પણ થાયછે. આ બધું કરવાનું કારણ કેટલીક સાસુ નણંદના નઠારા સ્વભાવ, ને કેટલીકના મનમાં હોયછે કે રખેને ધણી વહુના કબજામાં જાય ને વહુ ધણીની માનીતી થવાથી આપણો હુકમ માને નહિ. અથવાં જેમ પોતે પોતાની સાસુના કબજામાં દોહેલે દિવસ ગાળેલા તેનો બદલો ઘરની હકુમત પોતાના હાથમાં આવ્યાથી વહુવારૂ પર લેવો. આવા નીચ વિચારથીજ ગમે તે યુક્તિ કામે લગાડી નઠારી સાસુઓ ધણીધણીઆણી વચ્ચે કુસંપ કરાવેછે, ને પોતાના દીકરાના સુખમાં ભંગાણ પાડેછે. આ પ્રમાણે કરવાથી સાસુ વહુની લઢાઇના પુસ્તકમાં જેવા સુંદર વહુના હાલ થયા તેવા ઘણીવાર ઘણી વહુઓના થાયછે, ને હરિનંદની ગોડે ઘણા જુવાનીઆ બગડેછે. એવું થાયછે ત્યારે ઘરનાં સઘળાં પસ્તાયછે. માટે પાછળથી પસ્તાવું ન પડે તેવો અગાઉથી વિચાર કરીને સાસુએ વર્તવું, બોલવું ને ચાલવું જોઇએ.

કોઈવાર વહુને સાસુ, નણંદ, ભોજાઈ, કે સસરા સાથે બનતું નથી. ત્યારે તેઓ તેના ધણી સાથે અણબનાવ કરાવી જો કન્યા મળતી હોયછે તો પેહેરામણી લેઇને કે નથી મળતી અને પૈસા હોયછે તો પૈસા ખરચીને છોકરાને ફરી પરણાવેછે, અને વહુ ઉપર પોતાનું વેર વાળેછે. મૂર્ખ માબાપો ખરૂં કહીએ તો એ રીતે વહુ ઉપર વેર વાળતા નથી, પણ પોતાનાંજ મૂર્ખ છોકરા ઉપર વેર વાળેછે, કેમકે બીજીવાર પરણાવ્યાથી છોકરો ઘણોજ દુખી થાયછે. કજીઆખોર વહુને લીધે જે કજીઓ પોતાના ઘરમાં હતો તે કજીઓ શોક લાવીને પોતાના છોકરાના ઘરમાં ઘાલ્યો, તથા છોકરાને મરતા સુધી બે શોકોની લઢાઇની જાળમાં ફસાવ્યો. એ રીતે બે સ્ત્રી થવાથી છોકરો મરતાં સુધી દુખી

થાયછે, અને તેને ટાઢે પેટે રોટલો ખાવાનું ભાગ્યે બનેછે. હું ધારતો નથી કે શોકોવાળા લાખ ઘરમાંથી એક પણ ઘર એવું નીકળે કે ત્યાં શોકો સંપીને બે બેનોની માફક ચાલતી હોય. આ બધું તેનાં માબાપ જાણેછે તોપણ જાણીજોઇને પોતાના છોકરાને જન્મારા સુધી દુઃખના ખાડામાં નાંખેછે. પરંતુ તેમ કરવું તે સારા માણસનું લક્ષણ ન કહેવાય.

સાસુએ ઘરમાં વહુ આવે ત્યારે તેને પોતાની દીકરી જેવી ગણવી જોઇએ. જેમ પોતાની દીકરીનું સારૂં થએલું જોવાને ઈચ્છે, જેમ પોતાની દીકરીને અને જમાઇને સંપસંપીને ચાલતાં જોવાને ઇચ્છે, કે જેમ પોતાની દીકરીને ઘર કામમાં મદદ કરવાને ચાહે, પોતાની દીકરીમાં ખામી હોય તો જેમ તેને સમજણ પાડી ધીરેથી સુધારવાને ઇચ્છે તેમ વહુને માટે પણ તેણે ઇચ્છવું જોઈએ. આ પ્રમાણે ધીરેથી તેની ભૂલ બતાવી સુધારવી. પોતાની દીકરીને કદાપિ કઠોર વચન કહ્યાની ફિકર નહિ, પણ પારકી જણીને તેમ ન કહેવું. છોકરો અણબનાવ રાખતો હોય તો તેને યુક્તિથી સમજાવવો, ઘર કામમાં પોતાનાથી બને તેટલી મદદ કરવી, અને પોતાની દીકરીની માફક વહુની સાથે સંપીને ચાલવું. સાસુએ એમ ન સમજવું કે વહુ આવી એટલે ઘરની ગુલામડી આવી, અથવા વહુ તે પારકી દીકરી છે. સાસુએ વહુને પોતાનીજ દીકરી ગણવી જોઇએ. વહુએ પણ સાસુને પોતાની માતા તુલ્ય ગણવી. જેમ મા શીખામણ આપે તે પોતે માને, તેમ સાસુની શીખામણ પોતે માનવી ને નરમાશથી બોલવું ચાલવું જોઇએ. પોતે જુવાન હોય, સાસુ કામ કરી કરીને થાકી હોય, ઘરડપણને લીધે તેનાથી કામ થતું ન હોય, તો સાસુને ઘરનું સેહેલું ને થોડી મેહેનતનું કામ સોંપી મોટું ને મેહેનતનું કામ વહુએ પોતે કરી

નાંખવું જોઈએ. સવારમાં વહેલાં ઉઠી ઠીક ઠાક ઘટતી ઉતાવળે કામ કરી પરવારવું. પોતાને કોઇ કામ ન આવડતું હોય તો જેમ પોતાની માતાને પુછીએ તેમ સાસુને નરમાશથી પુછીને શીખી લેવું જોઇએ. પોતાની સખીને ત્યાં બહાર જવું હોય તો જેમ પોતાની માતાની આજ્ઞા લેઈ જઇએ તેમ સાસુની આજ્ઞા લેઇ જવું. ટુંકામાં વહુએ સાસુને પોતાની માતાને ઠેકાણે અને સાસુએ વહુને પોતાની દીકરીને ઠેકાણે ગણવી અને એક બીજા સાથે સંપ સંપીને ચાલવું એ તેમનો ધર્મ છે.

ત્રીજા અધ્યાયના ૫૭ મા શ્લોકમાં મનુ કહે છે.

**शोचन्तिजामयायेत्रविनश्यत्याशुतत्कुलम् ।**
**नशोचन्तितुयत्रैतावर्द्धतेतद्धिसर्वदा ॥**

અર્થ—જે કુળમાં બેન, બાયડી, અને બીજી સગી સ્ત્રીઓ કંકાસ કરેછે તે કુળનો ઝટ નાશ થાયછે. ને નથી કરતી તે કુળમાં સદા ચઢતી થતી જાયછે. આ વાત બોલે બોલ ખરીછે, માટે સઘળી સ્ત્રીઓએ તે યાદ રાખી સઘળાં સાથે સંપીને ચાલવું.

સસરાને પોતાના પિતાને ઠેકાણે ગણીને વહુએ તેની અદબ રાખવી. તેના સામું મોટે સાદે ન બોલવું ને નરમાશથી બોલવું એ વહુનો ધર્મ છે. આ ઉપરથી હું એમ નથી કહેતો કે વહુએ સસરાનો છેડો વાળવો—લાજ કાઢવી. બાપ જેમ દીકરીને શીખામણ આપી સુધારે તેમ સસરાએ પણ વહુને શીખામણ આપી સુધારવી. નણંદે પોતાની ભોજાઇને પોતાની બેન પ્રમાણે ગણીને જેમ બે બેનો સંપીને ચાલે, બંને જણાં સંપીને જેમ ઘરનું કામ કાજ કરે, તેમ બંને જણાંએ મળીને ચાલવું જોઇએ. ભો-

જાઈએ નણંદને કે નણંદે ભોજાઈને માઠું લાગે તેમ બોલવું કે ચાલવું ન જોઇએ. નણંદ કે ભોજાઇ બેમાંથી એકનો વાંક હોય, અગર બંનેનો વાંક હોય અને કજીઆ કરતાં હોય તો સાસુએ પોતાની બે દીકરીઓનો વાંક ગુનો તપાસે તેમ તપાશી, નિષ્પક્ષપાતપણે જેનો ગુનો હોય તેને ઠપકો આપી ફરીને તેવો કજીઓ ન કરે અને સંપીને ચાલે માટે શીખામણ આપવી. દેરાણી જેઠાણીઓએ જેમ બે બેનપણીઓ હોય તેવી રીતે ચાલવું. મતલબ કે જેમ બેનપણીઓ સુખ દુખમાં ભાગીએણ થાય છે તેમ તેમણે પણ થવું. બંને જણીઓએ કામ કાજમાં એક બીજાને મદદ કરવી, દીલાસો દેવો, હીમત આપવી અને ઘટતી શીખામણ દેવી, એ સખીઓનું તેમ દેરાણી જેઠાણીનું કામ છે. ટુંકામાં ઘરનાં સર્વે જણાંએ એક બીજાની અદેખાઇ કર્યા સિવાય ઘરનું સઘળું કામ હાથોહાથ કરી નાંખવું. એક બીજાને મદદ કરવી, ભૂલ હોય તો હુકમથી નહિ, પણ નરમાશથી શીખામણ આપી સુધરાવવી, એક બીજા સાથે સંપસંપીને નમ્રતાથી ચાલવું અને કોઇને માઠું લાગે તેમ ન કરવું; એટલે ઘરનાં સઘળાં કામ થાય, આબરૂ વધે, નિંદા ન થાય, અને માંહોમાંહે સંપ જાગે, એ પ્રમાણે કરવું, એ દરેક કુટંબની સ્ત્રીઓનો ધર્મ છે.

ધણી સાથે વહુએ અને વહુ સાથે ધણીએ કેમ ચાલવું તે વિશે હવે તપાસ કરીએ. સાસુ, નણંદ, ભોજાઇ, વગેરેની જૂદી જૂદી ખામીઓ કહાડી કેટલીક સ્ત્રીઓ પોતાના ધણી પાસે તેમનાં વગોણાં કરેછે, તથા તેમની સાથે તેને અણબનાવ કરાવેછે. તેનું કારણ માત્ર એટલુંજ હોય છે કે ધણીની સાથે પોતે જુદાં રહેવું, કે જેથી ઘરનું બધું કામ પોતાને કરવું નં પડે, પણ તેનું પરિણામ એ થાયછે કે

જુદાં રહ્યા પછી પોતાના ઘરના સઘળા કામનું અને ઘરનું સઘળી તરેહનું જોખમ પોતાને માથે આવી પડેછે. ધણી ઘરમાંથી બહાર જાયછે એટલે પોતાને માથે કોઇની અંકુશ હોતી નથી, તેથી તેને સ્વચ્છંદે વરતવાની તક મળેછે અને ઘણીવાર બગાડ થાયછે, એમ તે ઘરની આબરૂ ગુમાવેછે. પાકી ઉમરનાં તથા ઘર ચલાવી શકાય તેવાં થવાની પૂર્વે જુદાં રહેવું હાનીકારક છે. સાસુ સસરો ઘરડાં હોય તો તેઓ દુખી થાયછે, માટે તેમ ન કરવું, પણ બને ત્યાં સુધી તેમનું મન મનાવી તેમની સેવા કરવી.

પોતાના જુદા રહેવાથી ઘરડાં માબાપની કેવી સ્થિતિ થશે તેનો વિચાર કરવો. ઘરમાં સ્ત્રીને ખરેખરી હરકત હોય તે દૂર કરવી, પણ સહેજમાં તેના સમજાવવા ઉપર ભોળવાઇને જુદાં રહેવું એ ઠીક નહિ. તેનું માઠું પરિણામ થાયછે ત્યારે પોતે પસ્તાવું પડેછે. ઘરડાં માબાપને રઝળાવવાં એ સપુત્રને અને રૂડી વહુને ઘટે નહિ. એ પ્રમાણે ઘણે ઠેકાણે બનેલું આપણે જોયુંછે અને સાંભળ્યુંછે, એટલે એ વિષે દાખલા આપી મજબૂતી કરવાની જરૂર રહેતી નથી. પણ સ્ત્રી પુરૂષનું જોડું સમજુ હોયછે, ત્યાં તેમ થતું નથી. તેઓ સમજે છે કે જુદાં રહેવાથી પોતાનાં ઘરડાં માબાપ દુખી થશે. તેમજ તેઓ સમજેછે કે ઘરડાં વિના ફજેતી થશે. "ઘરડાં વિના ગાડાં પાછાં ન વળે."

સમજુ સ્ત્રી પોતાના સ્વામીને પોતાના જન્મારાનો સોબતી અને આ સંસાર ચલાવવામાં મદદગાર સમજેછે. સારામાઠા સમયમાં તે પોતાના સ્વામીને સલાહકાર ને મદદગાર સમજેછે, તેના ઉપર પ્રીતિ રાખેછે, ને સંપીને ચાલેછે. ગમે તેવા દુઃખની વખતમાં તેને દીલાસો ને ધીરજ આપીને તે તેના દુઃખમાં ઘટાડો કરેછે. "આ દુઃખના દહાડા જશે ને સુખના દહાડા આવશે, સુખ પછી

દુ:ખ ને દુ:ખ પછી સુખ આવે, એ સ્વાભાવિક છે. ભલા ભલાને દુ:ખ પડ્યુંછે, તો આપણે તે શી વિસાતમાં છીએ. હોય, સુખ દુ:ખની ફરતી છાંયડી છે. આપણા દુ:ખનો તડકો જઈ સુખનો છાંયો વળશે. રામ જેવાને વનમાં જવું પડ્યું ને સીતાના હરણથી દુ:ખ વેઠવું પડ્યું. નળ ને પાંડવ જેવાઓને પણ વન વેઠવું પડ્યું અને હજારો સંકટ ખમવાં પડ્યાં, તો તેમની આગળ આપણું દુ:ખ તે શી ગણતીમાં છે? દુ:ખનો વારો જઇ હમણાં સુખ આવશે. ઈશ્વરની એવીજ મરજી હશે તો આપણે તેની મરજીને તાબે થઇ ઉદ્યોગ કરો. ઈશ્વર આપણો દુ:ખનો દહાડો ફેરવશે. આપણને એણેજ સુખ આપ્યું હતું, દુ:ખ પણ એણેજ આપ્યુંછે, તો ફરીને સુખ પણ એજ આપશે.” આ પ્રમાણે કહી કહીને પોતાના પતિને હિંમત અને હોંસ આપી બંને સંપીને મેહેનત કરેછે ને સુખી થાયછે. તેઓ દુ:ખમાં પણ સુખ પામેછે. થાકીને આવેલા ધણીને તે હસતે મુખે, મીઠાશની—મધુરવાણીથી વાતો કરી કે ગીત ગરબા ગાઇ ખુશી કરેછે, ને તેનો થાક મટાડી આરામ આપેછે. સ્ત્રી પોતાના ધણીને એ રીતે ખુશી કરે તેમાં સાસુ વગેરેએ હરકત ન કરવી. સમજુ સ્ત્રી જેમ તેના સુખમાં તેમ દુ:ખમાં પણ ભાગ લેછે. મરદ જ્યારે કમાવા જાયછે ત્યારે સ્ત્રી પોતે ઘરના કામથી જલદી જલદી પરવારી સાંધેછે, સીવેછે, ભરેછે કે બીજો ઉદ્યોગ કરી ધણીને મદદ કરેછે. નિયમિત વેળા નિત્ય એકચિત્તથી પોતાને સાહાય કરવા ઇશ્વરની ભક્તિ કરેછે, તથા સારાં પુસ્તકો વાંચેછે અને ધણી આવતા પહેલાં વળી રસોઇ પાણીથી પરવારી, ધણીને રીઝવવાને તથા દિલાસો દેવાને વરસાદની માફક રાહ જોતી બેસેછે. અને પોતાનો સ્વામી આવેછે કે તે ખુશી થાય, દુ:ખ ભૂલી જા-

ય, તેનો થાક ઉતરે ને આરામ મળે, તેવા ઉપાયો કરેછે. આ રીતે દુઃખમાં પણ સમજુ જોડું સુખી થાયછે. સમજુ મરદ પણ તેમજ કરેછે. તે પોતાની આવી સ્ત્રીને દેવી સમાન પૂજેછે ને તેને આ દુનીઆમાં એક અગત્યનો ને નજીકનો સોબતી ગણેછે. બંને જણાં સુખમાં ને દુઃખમાં સરખા ભાગ વેંહેચી લેછે. તથા હિંમતથી અને ધીરજથી ઉદ્યોગ કરી દુઃખ વિસારી દેછે અને ફરીને પાછાં સુખી થાયછે. તેઓ સવારમાં ઉઠતી વખતે, સાંજે સૂતી વખતે અને બીજા પ્રસંગે હમેશાં અંતઃકરણથી પરમેશ્વરની પ્રાર્થના કરેછે. આવાં સારાં જોડાંની તે જગત્પિતા જલદી દાદ સાંભળે છે. સ્ત્રી કદાપિ મૂર્ખ હોય તોપણ સમજુ પુરૂષ તેને સુધારે છે * કેમકે તે સમજે છે કે મરતા સુધી સુખ દુઃખનો આધાર અને મદદગાર તે છે. તે તેને ભણાવેછે, શીખામણ દેછે, તથા સારી સારી રીતભાત ને નીતિ બતાવે છે. ધણી

---

* મનુસ્મૃતિમાં ૯ મા અધ્યાયના ૨૨ મા ને ૨૩ મા શ્લોકમાં કહેલું છે કે,

**यादृग्गुणेन भर्त्ता स्त्रीसयुज्येत् यथाविधि ।**
**तादृग्गुणासा भवति समुद्रेणे व निम्नगा॥**

અર્થ—શાસ્ત્રોકત વિધિથી જે પુરૂષની સાથે સ્ત્રીનું લગ્ન થયું તે પુરૂષના ગમે તેવા ગુણ હોય તો તેવા ગુણ તે સ્ત્રીમાં આવે છે. જેમ કે નદી દરીઆને મળેછે ત્યારે મીઠી છતાં ખારી થાયછે.

તેમજ

**अक्षमाला वशिष्टेन संयुक्ताऽधमयोनिजा ।**
**शारंगीमंदपालेन जगामाभ्यर्हणीयताम् ॥**

એટલે—અક્ષમાળા નીચ કુળની સ્ત્રી હતી પરંતુ વશિષ્ટ રૂષીને પરણેલી હતી તેથી તે, તથા સારંગી પણ મંદપાળ સાથે પરણી હતી માટે, તેઓ બંને પૂજ્ય પદવીને પામ્યાં.

ધણીઆણી વચ્ચે સંપ હોય તેજ ખરૂં સુખ છે તે તેને શી- ખવીને અનુભવે છે. તે પોતાની સ્ત્રીના ગુના તરફ નહિ, પણ તેના મૂળ કારણ ઉપર વિચાર કરી ઉપાય કરેછે, અને એ રીતે તેની ખામીઓ ને અવગુણ સુધારી સમજુ બના- વેછે. આવી જાતનું સમજુ જોડું સુખી થાય તેમાં શી નવાઇ! કેમકે મનુ ૩ જા અધ્યાયના ૬૦ મા શ્લોકમાં કહે છે કે—

**सन्तुष्टो भार्य्यया भर्त्ता भर्त्रा भार्य्या तथैवच।**
**यस्मिन्नेवकुले नित्यं कल्याणं तत्र वैध्रुवम् ॥**

અર્થ—જે કુળમાં ધણી ધણીઆણીને બનેછે, એ- ટલે સ્ત્રીથી ધણી ને ધણીથી સ્ત્રી સંતુષ્ટ છે, તે કુળમાં સ- દા કલ્યાણનો નિવાસ છે." આ વાત બોલે બોલ ખરી છે. માટે સમજુ પુરૂષે પોતાની સ્ત્રીને સુધારી પોતાના જેવી કરી બંને જણાંએ સંપ સંપીને ચાલવું તેમાંજ સુખ છે.

સમજુ જોડું નીતિ તે શું તથા તેથી શા ફાયદા થા- ય છે, ને અનીતિ તે શું ને તેથી શા ગેરફાયદા થાય છે તે, સદ્‌ગુણ દુરગુણથી જે ફાયદા ગેરફાયદા થાય છે તે, એ- સઘળું સમજે છે. ઘરેણાં ગાંઠાંથી, નાત જાતના નકામા વરાથી, વરઘોડા ને નાચરંગથી, નાતમાં લાણાં લાહ્યાથી, વ- ગેરેથી કેવું ને કેટલું નુકસાન થાયછે તે તેઓ જાણેછે. ધર્મ તે શું, ભક્તિ તે શું, અને ઇશ્વર તે કોણ, એ વિશે તેઓ વિચાર કરી એક ખરા ઇશ્વરની ભક્તિ કરેછે. પુ- ન્યદાન કોને કહેવું, કોને આપ્યાથી પુન્ય ને કોને આપ્યા- થી પાપ થાયછે, તેનો વિચાર કરી ખરા પુન્યનો માર્ગ પકડીને ખરી સખાવત બતાવેછે. તેઓ છોકરાંને કેમ ઉ- છેરવાં તથા કેળવવાં, નાના ને મોટા સાથે કેમ ને કેવી રી- તે બોલવું, ચાલવું તથા વિવેક ને નમ્રતા કેવાં ને કયાં રા-

ખવાં, તે તેઓ સમજે છે, અને તેજ પ્રમાણે ચાલે છે. પ્રીતિ કોની ને કેવાની સાથે કરવી તથા ખરી પ્રીતિ કોનું નામ ને ખરા મિત્ર કોણ, તે તેઓ જાણેછે. ઉદ્યોગ કરેછે. નીતિથી, નરમાશથી ને વિવેકથી ચાલેછે. સખાવત કરેછે, પોતાની જાતિ બેનોનું અને જાતિ ભાઇઓનું સારૂં થાય તેવો પ્રયત્ન કરછે, એક ખરા ઈશ્વરની પ્રાર્થના કરેછે, માબાપને ઘરડપણના વખતમાં દુઃખ પડવા દેતાં નથી, ભાઇભાંડુંને યથાશક્તિ આશ્રય આપેછે. સારા જમાઇ સાસુ સસરા વગેરેને પણ સંભાળે છે, તથા પોતાનાથી બને તેટલી મંદવાડમાં કે વગર મંદવાડમાં તેમની સેવા ચાકરી કરેછે. પોતાનાં છોકરાં પોતાનાજ જેવાં થાય તેવો ઉપાય કરેછે. આવું જોડું સ્તુતિપાત્ર છે. લોક તેને વખાણે તેમાં શું આશ્ચર્ય છે? સ્ત્રીનો ધણી સાથે શો ધર્મ છે તથા સ્ત્રીએ ધણી સાથે કેમ ચાલવું જોઇએ, તેની એક અંગ્રેજી કવિતા ઉપરથી એક ગૂજરાતી ગરબી છે, તે આ બાબત પૂરી કરતાં પહેલાં ઉપયોગી જાણી આ ઠેકાણે દાખલ કરૂંછું.

## ગરબી.

સુણ શાણા મુજ ભરથાર, વદું વિનતી પ્રીતે;
વિગતે કહું કરી વિચાર, પ્રિત ધરિ ધર ચીતે.—ટેક.
પ્રીત ધરી ધારો ચીતે, નીતે ગાઉં તુજ ગુણરે;
બાળકડી હતી તવ કર ગ્રહી મુજ, કીધો નેહ નીપુણ.
હો પ્યારા મારા. ૧
જન્મ સુધીના તુજ સુખ દુખમાં, મુજને દેવા ભાગરે;
એહ વિચારી બાંહ્ય ગ્રહી મુજ, તો કયમ કરૂં તુજ ત્યાગ.
હો પ્યારા મારા. ૨
કહે મુજ પ્યારા મેં કાંઇ કીધું, તારૂં વચન ઉથાપરે;

* "અલબેલીરે અંબે માત, જોવાને જઇએ" એ રાગ.

કે તુંજ દુખમાં મેં સુખ ભોગવ્યું, એ તું કહે મુજ આપ.
હો પ્યારા મારા. ૩
આ ભવરૂપી ભવસાગરમાં તેં ઝોકાવ્યું વહાણરે;
વહાણ ધણીપણું તેં કર લીધું, મેં કર લીધું સુકાણ. હો પ્યા. ૪
અડચણ રૂપી તોફાન લાગ્યે, સંપે કરીશું કામરે;
પાર ઉતરશું મેહનત કરી બન્નેી, હૈએ ધારી હામ. હો પ્યા. ૫
પારકું સુખ જોઇ દિલ નહિ દાઝું, તુંજ દુઃખમાં લઉં ભાગરે;
તું ખુશી તો પ્રીય હું પણ ખુશી, તુંજ દીલગીરીથી દીલ દાગ.
હો પ્યારા મારા. ૬
બીજા લોકોની ગણતીમાં, હોય નહિ તુંજ માપરે;
પણ મારે મન તું રાજેંદ્ર, બધી દુનીઆ સમ આપ. હો પ્યા ૭
તારે લીધે આ ઝુપડી પ્રિય, રાજમેહેલ મુજ મનરે;
તુંજ વિના મોટી નગરી તે, ભાસે મોટું વન. હો પ્યારા. ૮
તારે લીધે મોળું અંન તે, ગણું પાંચે પકવાનરે;
પકવાનો પણ તુંજવિના ગણું, જેવું ઓકયું ધાન. હો પ્યા. ૯
તારે લીધે બેસણું ગણું પ્રીય, જેવું સીંહાસનરે;
તુજ વિના સિંહાસન તે મુજ, જેવુ કંટાસન. હો પ્યા. ૧૦
પ્રિય વદન તુંજ હસતું દેખી, જાણું ઉગ્યો ભાણરે;
સાદ ગણું તુંજ સુસ્વર ગાયન, કેટલું કરૂં વખાણ. હો પ્યા.૧૧
તુંજ શયન નીરખી મુજ નયને, શીતળતા પરજન્યરે;
મારે મન પિયુ તું રાજેંદ્ર, બકે ગમે તે અન્ય. હો પ્યા. ૧૨
નથી માગતી પ્રીય તુંજ પાસે, નમ્રપણાનો બોલરે;
પ્રીતે ચિત પ્રિત ખૂબ ધરી તં, તે હું ગણું અતોલ. હોપ્યા. ૧૩
નથી માગતી તુંજ પાસે શુભ પંઠ ઉપર પોશાકરે;
શુભ આભુષણ પણ નવ માગું, ન માગું મિષ્ટ ખોરાક. હો પ્યા.૧૪
આભુષણ જે અંગ ધરૂં તે, જો લાગે તુંજ સારરે;
તો આભુષણ તે મુજ મનમાં, સોળ સજ્યા શણગાર. હો પ્યા. ૧૫

ખૂબ શુભ ખોરાક ન માગું, નહીં પરવા મુજ મનરે;
ભાગે ભુખ મુજ પ્રિય તુંજ દેખી, હસતું વેણુવદન. હો પ્યા. ૧૬
પણ માગું તુંજ મેહેનત હિસ્સો, માગું જ્ઞાન અમૂલ્યરે;
હોંશિયારી હૈયામાં આવે, જેનો લાભ અતુલ્ય. હો પ્યા. ૧૭
સાંજ સમે તું ફરવા જાએ, હું સાથે લે આપરે;
જન્મ સુધીનો સાથી મુજને, થીર કરીને થાપ. હો પ્યા. ૧૮
વાંચન લેખન આદી શીખવ, જો મુજ તુંજ સંયોગરે;
પાપી કાળ ન જાય સેહેલથી, જો તુજ હોય વિયોગ. હો પ્યા. ૧૯
જો તું વાંચે તો હું શીવું, એમ ઓસરે કાળરે;
તુજ મહેનતના અવસરમાં થાઊં, તુંજ યોગ્ય તતકાળ. હો પ્યા.૨૦
બાળક રૂપી ઘરના ફુલનો, ગુરૂ માળી બનું જાણરે;
શીખવી સુધારી શુભ બનાવું, પ્યારા તુંજ પ્રમાણ. હો પ્યા. ૨૧
પૈસાદાર નહીં થઇશું તોપણ, થઇશું જ્ઞાની દયાળરે;
અંતઃકરણ જેમ હેત રાખતું, મન રાખે તેમ વહાલ. હો પ્યા. ૨૨
દુખીના દુખ દળવા મહેનત કરી, મૂર્ખનું કાપી અજ્ઞાનરે:
દેશી સુખી થાશે તેમ કરીશું, ધરી દેશનું અભિમાન. હો પ્યા. ૨૩
સગાં સ્નેહી શું સંપી ચાલી, કરીશું નહીં કંકાસરે;
એ આશા મુજ અંતરમાં પ્રિય, તે પૂરો અવિનાશ. હો. પ્યા. ૨૪



# प्रकरण ८ मुं.

## બાળકો શી રીતે ઉછેરવાં?

આ વિષય ઉપર આપણી સ્ત્રીઓએ વિશેષ ધ્યાન આપવું જોઇએ. બાળકો નબળાં કે જબરાં, સારાં કે ભઠારાં, સદાચરણી કે દુરાચરણી, ભણેલાં કે અભણ, ધર્મી કે અધર્મી થવાનો મુખ્ય આધાર તેમને તેમની માતાઓ તરફથી લીધેલી સંભાળ તથા મળેલી કેળવણી ઉપર ઘણે દરજ્જે રહેછે. માટે તે ઉપર આપણા દેશની સ્ત્રીઓએ ખૂબ ધ્યાન આપવું જોઇએ. બાળકોના જન્મ થતાં પહેલાં અને જન્મ્યા પછી તેમણે શી શી સાવચેતી રાખવી, તથા કેવે વખતે કેવી દયા કરવી, એ સંબંધી ઘણુંકરીને આપણી સઘળી સ્ત્રીઓ અણવાકેફ હોયછે; અને તેથીજ તેમના અને તેમના બાળકના પ્રાણ ઘણીવાર જોખમમાં આવી પડેછે. માટે બાળકોને ઉછેરવા વિષે, તે પુષ્ટ થાય માટે શું કરવું તે વિષે તથા તેમને કેવી રીતે કેળવવાં તે વિષે લખતાં પેહેલાં, સ્ત્રીઓએ વૈદક પણ જાણવું જોઈએ તે વિષે બે બોલ હું કહું તો તે આઠેકાણે નિરૂપયોગી નહિ ગણાય.

**સ્ત્રીએ વૈદક પણ જાણવું જોઇએ.**—આ વિષય સ્ત્રીઓને ઘણોજ અગત્યનો છે. સ્ત્રી ઉપયોગી સૂચનાનું પુસ્તક, એ વિષય તેમને કેટલો જરૂરનોછે તે સારી રીતે બતાવે છે. મૂર્ખ સ્ત્રીઓ પોતાને છોકરાં થતાં નથી ત્યારે જે જે યુક્તિઓ કરેછે અને છેતરાયછે, તે જો વૈદકના નિયમ જાણતી હોય તો ન થાય. વૈદકના જ્ઞાનથી જાદુ મંત્ર ખોટાછે એમ સમજે ને તેથી આપણી ઘણી અજ્ઞાન સ્ત્રીઓ સાધુને જતી કરતી ફરેછે, તથા દોરા ચીઠી કરેછે, તે કરે નહિ. હમેલ રહ્યાં પછી કેવો ને કેટલો ખોરાક ખાવો,

જણુતા પેહેલાં કેવી ને કેટલી સાવચેતી રાખવી, જણ્યા પછી તે સ્ત્રીની તથા બાળકની કેવી માવજત કરવી, સુવાવડીને કેવો ખોરાક આપવો, બાળકને કેમ ઉછેરવું, તેના ખાવા પીવામાં કેવી સંભાળ લેવી, સાધારણ દરદોમાં શા ઉપાય કરવા, એ બધું સ્ત્રી જો થોડું વૈદક જાણતી હોય તો તેને માલમ પડેછે. તેનું બાળક જો માંદુ પડેછે તો બાધા કે માનતા માન્યાને બદલે તે તેની દવા કરેછે; કેમકે તેને વૈદકનું જ્ઞાન હોવાથી તે બાધા આખડી ઉપર નહિ, પણ દવા ઉપર ભરોંસો રાખેછે. હમેલ વખતે, જણતી વખતે, ને જણ્યા પછી, તેને તાજી હવાની તથા અજવાળાની કેવી જરૂર છે ને તેની શી શી સંભાળ રાખવી જોઇએ, કેવો ખોરાક આપવો જોઇએ એ વગેરેથી આપણી સ્ત્રીઓ અજ્ઞાન હોયછે, માટેજ આપણી ઘણી સ્ત્રીઓ સુવાવડમાંજ મરી જાયછે, અથવા અધૂરે જણેછે ને દુખી થાયછે. બાળકની કેવી રીતે સંભાળ રાખવી તથા દવા દારૂ કેમ કરવાં વગેરેથી અણવાકેફ હોવાને લીધે ઘણી માતાઓ પોતાના બાળકના અમૂલ્ય જાન ખુવેછે. કેટલીકવાર બાળકો મુવેલાંજ જન્મેછે, તેવે વખતે શી સાવચેતી રાખવી તે આપણી સ્ત્રીઓને માલમ નહિ હોવાથી તે બાળકની માતા પણ તેનીજ સાથે મરણ પામેછે. બાળકો માંદાં પડેછે ત્યારે માતા, મહાદેવ, પીર, હનુમાન કે કોઈ બીજા દેવની માનતા માનેછે, કિંવા કોઈ અનાજ ખાધાની, દૂધ દહીંની, ઘી સાકરની અથવા કોઈ બીજી વસ્તુ નહિ ખાવાની કે બીજી ગાંડી બાધા રાખેછે; તેના ઉપર આધાર રાખી તે બાળકની મૂર્ખ માતા કાંઈ દવા કરતી નથી અને છેવટ જ્યારે બાળક મરી જાયછે, ત્યારે કર્મને માથે દોષ મૂકેછે. આ બધાનું કારણ વૈદકના જ્ઞાનથી આપણી સ્ત્રીઓનું અજ્ઞાનપણું

છે. જો આપણી સ્ત્રીઓ અને દાઇઓ આવી જાતનું બરાબર જ્ઞાન ધરાવતી હોય તો તેથી દરવરસે હજારો સ્ત્રીઓની અને બાળકોની ઘાત થતી બચે. માટે આપણી સ્ત્રીઓએ એ સંબંધી જ્ઞાન મેળવવું જોઇએ. એ સારૂ ડાક્ટર ધીરજરામની "સ્ત્રી ઉપયોગી સૂચના" નાં બે પુસ્તકો તથા એજ ડાક્ટરનું બાળરક્ષણવિધિનું એક પુસ્તક એ આપણી સ્ત્રીઓએ જરૂર વાંચવાં જોઇએ. તેમજ સ્ત્રીબોધમાં અને તનદુરસ્તી નામના ચોપાન્યામાં સ્ત્રીઓને એ સંબંધી ઘણી ઉપયોગી બાબતો આવેછે તે પણ વાંચીને તેમણે વાકેફગાર થવું જોઇએ એટલુંજ નહિ, પણ તેમાં કહ્યા પ્રમાણે દરેક બાબતમાં દરેક વખતે તેમણે સાવચેતી રાખવી જોઇએ. તે ગ્રંથોમાંથી ઉપયોગી સઘળી બાબતો આ ઠેકાણે લખી લંબાણ કરવાને બદલે તે ગ્રંથો વાંચવાને ભલામણ કરવી તેજ હું ધારૂંછું કે બસ છે. બાળકોને ઉછેરવામાં રોગો સંબંધી તથા દવા સંબંધી સાવચેતી રાખવાને ડાક્ટર ધીરજરામે બાળરક્ષણવિધિમાં ઘણી મેહનત કરીછે માટે તે વાત પડતી મૂકી બાળકોની સોબત કેવી જોઈએ, ઘેર ને નિશાળે કેવી કેળવણી આપવી જોઇએ વગેરે બાબત વિષે હવે વિચાર કરીએ.

બાળકોની સોબત અને કેળવણી ઉપર આપણા દેશની સ્ત્રીઓ કાંઇજ લક્ષ આપતી નથી, પણ તે ઘણુંજ નુકસાનકારી છે. તેના ઉપર ધ્યાન આપવું એ દેશને ઉત્કર્ષ થવામાં ઘણું જરૂરનું છે. સ્ત્રીઓની મૂર્ખાઇ, એ તેમની બેપરવાઇનું મોટું કારણ છે. એટલે આપણી સ્ત્રીઓ જો કેળવાયલી હોય તો તેઓ એ બાબત ઉપર પૂરતું ધ્યાન આપી શકે. આપણા દેશની સ્ત્રીઓ એ સંબંધી કેળવાયલી નથી. જે થોડી ઘણી કેળવણી તેમને મળેછે, તે માત્ર ઉપર ઉપરની હોયછે. ઘણીવાર તેથી બિલકુલ ફાયદો ન થતાં ઉલટો ગેર-

ફાયદો થાયછે. આવી ઉપર ઉપરની થોડી કેળવણી લીધેલી સ્ત્રીઓ (ખરેખરી કેળવણી નહિ, પણ થોડું વાંચતાં શીખેલી સ્ત્રીઓ) મીજાજી અને અવિવેકી થઇ જાયછે. તેઓ અભિમાની અને અભ્યાસનો ગેરઉપયોગ કરનારી થાયછે. આં ઉપરથી મારે કહેવાની મતલબ એવી નથી કે બધી સ્ત્રીઓ એવી થાયછે—ઘણી થાયછે. કેમકે દશ કે અગીઆર વરસની થતા સુધી માત્ર નિશાળમાં તેઓ આવીને અભ્યાસ કરી શકેછે. કારણ કે નિશાળમાં મરદ શિક્ષક હોવાથી તથા બાળલગ્નથી તેમનાં માબાપ વધારે મુદત તેમને નિશાળમાં રાખી શકતાં નથી. જ્યારે તેઓની બુદ્ધિ પૂરેપૂરી ખીલી પણ હોતી નથી—નીતિ ને અનીતિ, સારૂં ને નઠારૂં, વિવેક ને અવિવેક એમાંનું કાંઈ સમજી હોતી નથી—તે પહેલાં તો તેમને નિશાળ છોડવાનો વખત આવેછે. ત્યારે માત્ર ત્રણ ચાર ચોપડીઓ વાંચતાં શીખી હોય અને સરવાળા બાદબાકી ગણતાં આવડયું હોય તે તેમને શા મોટા ઉપયોગમાં આવી શકે! ઘણીને તો એટલું જ્ઞાન પણ મળ્યું હોતું નથી. ત્યારે એવી સ્ત્રીઓ ઉછાંછળી થાય તો તેમાં શી નવાઈ? તેમનાં બાળકો સારાં કેળવાએલાં ક્યાંથી થાય? મરદને બદલે સ્ત્રીશિક્ષકો હોય તો—નીતિવાન્ સ્ત્રીશિક્ષકો હોય તો—અને લગ્ન, જુવાની આવે થતાં હોય તો અલબત કાંઇક વધારે મુદત સુધી છોકરીઓને નિશાળમાં અભ્યાસ કરાવવા સારૂ રાખી શકાય ખરી. સ્ત્રીશિક્ષકોની ખોટ અમદાવાદની ફીમેલ ટ્રેનિંગસ્કૂલ ધીરે ધીરે પૂરી પાડી શકશે. સ્ત્રીઓને ઉપયોગી કેળવણી મળે એવાં કંન્યાશાળામાં ચલાવવા લાયક પુસ્તકો જોઇએ, અને બાળલગ્ન અટકવાં જોઇએ.

આપણી નિશાળમાં ચાલતી ચોપડીઓ છોકરાઓને વધારે ઉપયોગી છે ને સ્ત્રીઓને ઓછી ઉપયોગી છે. એ

ચોપડીઓ બનાવતી વખતે સ્ત્રી પુરૂષ બેઉને ઉપયોગી કરવાની ધારણા રાખી હોય તોપણ તે પ્રમાણે થઇ શકે તેવું નથી. કેટલાક વિષય એવા છે કે નારીઓને ખપના છે તે છોકરાને વાંચવાની ચોપડીમાં ન આવે. માટે એ ચોપડીઓ છોકરાની નિશાળને માટે કરેલી જણાયછે. કન્યાશાળાઓ તે વખતે ઘણીજ થોડી—નહિ જેવી હતી. પણ હાલમાં ઘણે ઠેકાણે કન્યાશાળાઓ નીકળી છે, માટે કન્યાશાળાનેજ ઉપયોગી થાય એવી ચોપડીઓ બનાવવાને સરકારે યોગ્ય વિદ્વાનોની એક કમીટી ઠરાવવી જોઇએ. એ ચોપડીઓમાં વિદ્યાની બાબતની જોડે ઘર ચલાવવા વિશે, છોકરાં ઉછેરવા વિશે, સંસાર ચલાવવા વિશે, સ્ત્રીઉપયોગી સુનીતિ સંબંધી, તથા બીજી સ્ત્રીઉપયોગી સૂચના ઇત્યાદિ સ્ત્રીઓને લાભકારી થાય એવા વિષયો દાખલ કરવા જોઇએ. એટલે ઘરવ્યવહાર, ઘરવ્યવસ્થા, નીતિ, બાળકો કેમ ઉછેરવાં, વિવેક, બોલવા ચાલવાની રીતભાત, ઇશ્વર મહિમા, રાંધવું, ભરત ભરવું, સાંધવું, સીવવું, ગાવું, મધુર વચને બોલવું, સાસુએ વહુજોડે, વહુએ સાસુજોડે, વેહેવાણોએ વેહેવાણ જોડે કેમ બોલવું, પુન્ય ને પરોપકાર, એ વગેરે સ્ત્રીઓને ઉપયોગી બાબતોનું જ્ઞાનમળે એવી ચોપડીઓ સરકારે કરાવવી જોઇએ. છોકરી નિશાળમાં વાંચતાં લખતાં ભણીને કે થોડા હિસાબ ગણતાં શીખીને ઉઠીગઇ, પણ તેને સાસરે કેમ ચાલવું, કેમ બોલવું, નીતિ તે શું, ઘરનો બંદોબસ્ત કેમ રાખવો, બાળકોને કેમ કેળવવાં એમાંની કાંઇપણ બાબત જાણતી ન હોય, બીજી અભણ સ્ત્રીઓની માફક એ પણ પોતાનો નવરાશનો વખત ગપો મારવામાં, લોકોની કુથલી કરવામાં કે આળસમાં ગુમાવતી હોય, તો તેના ભણ્યાનું સાર્થક શું? મા-

ટે તેમને કેળવણી આપવાની રીતમાં અને ચોપડીઓમાં જરૂર તાકીદે ફેરફાર થવો જોઇએ. તે વિના તેમનાં બાળકો સારાં થવાની આશા રાખવી તે હું ધારૂં છું કે નકામી છે.

સુધરેલી અને સારી કેળવણી લીધેલી મા પોતાના બાળકને ઘેર સારૂં નઠારૂં પારખતાં ને નીતિ અનીતિ જાણતાં શીખવેછે. બોલવા ચાલવાની રીતભાત તથા સત્યતાના ફાયદા અને જૂઠના ગેરફાયદા, નાની નાની રમુજી વાતો કહી કહીને શીખવે છે. તેમને ભૂંડું બોલવા દેતી નથી, પોતે ગાળો ભાંડીને પોતાનો દાખલો આપી તેને ગાળો દેતાં શીખવતી નથી. ધીમે ધીમે ઇશ્વર સબંધી, સંસારિક બાબતો સંબંધી, વગેરે જ્ઞાન આપે છે. મૂર્ખ સ્ત્રી પોતાના બાળકને ગાળો ભાંડી ભાંડીને ગાળો દેતાં શીખવેછે. ચોરી કરીને, જૂઠું બોલીને અને તેને કે બીજાને છેતરીને પોતાના દાખલા વડે છોકરાંને શીખવેછે. ઇશ્વર સંબંધી ને બીજી ઉપયોગી બાબતો સંબંધી જ્ઞાન આપ્યાને બદલે વેહેમની, ભૂતની, પ્રેતની, મશાણમાં કે ચકલામાં ભડકા થયાની, બાળક રડતું હતું તે કેડે તેડયું ને લાંબું લાંબું થઇને જતું રહ્યું, એવી એવી વાતો કહી કહીને છોકરાંને પોતાના જેવાં વેહેમી બનાવેછે. ડાહીને સમજુ સ્ત્રી, જ્યારે પોતાના બાળકને કેળવેછે ત્યારે મૂર્ખ સ્ત્રી તેને જૂઠાં લાડલડાવી બગાડેછે. ડાહી જ્યારે નીતિ શીખવેછે ત્યારે મૂર્ખ તેને અનીતિ શીખવેછે. એક જ્યારે ચોરી કરતાં અટકાવેછે, ત્યારે બીજી તેને ચોરી કરવાને ઉશ્કેરેછે. એક જ્યારે નજરબંધી, જાદુ, દોરા ચીઠી, મુઠ, નજર લાગવી, શુકન, મુહૂર્ત્ત, મંત્રજંત્ર, ઇત્યાદિના વહેમ તજાવેછે, ત્યારે બીજી પોતાનોજ દાખલો આપી તેને શીખવેછે. એક જ્યારે પોતાના બાળકને ઈશ્વરની ને સ્વદેશની ભક્તિવાળો, પરોપકારી, શૂરો, સ્વતંત્ર વિચારનો, ને હિંમ-

તવાન બનાવેછે, ત્યારે બીજી પોતાના બાળકને મતલબી, સ્વાર્થી, કાયર, પરતંત્ર વિચારનો અને જનાની બનાવી મૂકેછે. શાણી નારી દીકરાદીકરીને રમવાને વખતે રમવા દેછે, ભણવાને વખતે ભણાવેછે, કામને વખતે પોતાની જોડે કામ કરાવેછે, ને ચોખાં રાખી વિવેકી કરેછે. નાદાન નારીને એમ કરવાની સમજ નથી. એ રીતે સમજુ સ્ત્રી કરતાં મૂર્ખ સ્ત્રી પોતાનાં બાળકને બિલકુલ ઉલટી જાતની કેલવણી આપેછે, ત્યારે મૂર્ખ સ્ત્રીનાં બાળકો સારાં થવાની આશા શી રાખવી? મોટપણે સુભાગ્યે સદ્‌ગુરૂ કે સારી સોબત મળેછે તો કોઇ સુધરેછે. જે સ્ત્રી ચતુર છે, શાણી છે, સદ્‌ગુણી છે, તેને કૂળવાન કહેવી. સમજુ સ્ત્રી પોતાના બાળકને યોગ્ય સોબતીમાંજ ભળવા દેછે. તેઓ માંહે માંહે લઢે કે ભાંડે કે ગેરવ્યાજબી બોલે ચાલે તો તે અટકાવી તેઓને નીતિથી ચાલનારાં, સારા વિચારનાં અને સુધર્મી કરેછે. મૂર્ખ સ્ત્રીનાં બાળકો ગંદા હોયછે, હોળીમાં ને ગોરોમાં ફટાણાં બોલેછે, માંહોમાંહી ગાળાગાળી લઢેછે, ને કુમાર્ગે ચાલેછે, એવાં નઠારાં છોકરાંની સોબતમાં હોય તેઓ સારાં ક્યાંથી થાય? માટે છોકરાના ભાઈબંધ અને છોકરીની બેનપણીનાં લક્ષણ પર ધ્યાન આપવું જોઇએ. આપણે જોઇએ છીએ કે આપણી મૂર્ખ સ્ત્રીઓ પોતાનાં માબાપ, ધણી, સાસુ, સસરો, દીએર, જેઠ, આડોસી પાડોસી, બીજાં સગાંવહાલાં અને આબરૂદાર ગૃહસ્થો સાંભળતાં, પોતાનીજ દીકરીઓ ને દીકરાના સાંભળતાં લગનમાં ફટાણાં ગાયછે, ઉઘાડે છોગે બિભત્સ બોલે છે ને ગાળો દે છે; એ કેટલું નિર્લાજરૂ છે? કુમળા બાળકોને કેટલી અનીતિ શીખવનારૂં છે? પોતાની જુવાન દીકરી એવીજ બીજીઓની સોબતમાં, એજ પ્રમાણે ફટાણાં બોલે, તેમ-

ની માઓ તે પ્રમાણે તેમને બોલવા દે, એટલુંજ નહિ પણ પોતે તેમાં સામેલ થાય, એ કેટલું ખરાબ છે? કેટલું નીતિનો ભંગ કરનારૂં છે? શરમ, શરમ, શરમ! શરમ છે તેમને અને તેમનાં માબાપોને. એથીજ ઘણાં છોકરાં અનીતિવાન થાયછે. ગોરોમાં પોતાની દીકરીઓને ગોરપૂજાના વેહેમમાં નાંખવી, અને ગાળો ભાંડવા મોકલવી, કુટતાં શીખવવું, એ પણ તેટલુંજ ખરાબ છે. છોકરીઓને દુરાચરણ શીખવવાના એ મુખ્ય રસ્તા છે. માટે એ નઠારા રસ્તાઓને જેમ બને તેમ તાકીદે બંધ કરવા જોઇએ. સમજુ માબાપોએ પોતે તો તેમ નહિજ કરવું જોઇએ પણ પોતાનાં બાળકોને પણ લગ્નમાં, હોળીમાં ને ગોરોમાં ફટાણું ગાતાં કે ભૂંડું બોલતાં અટકાવવાં જોઇએ અથવા મોકલવાંજ નહિ જોઇએ. સોબત પણ એવી કરી આપવી કે તેથી એવી અનીતિ કે દુરાચાર શીખે નહિ. ઘેર પણ પોતે પોતાનો સારોજ દાખલો આપવો. જો સમજુ માબાપો આ પ્રમાણે કરશે તોજ તેમનાં બાળકો સદાચરણી થવાનાં. સમજુ પુરૂષો જાણીને ખુશી થશે કે કેટલીક નાતમાં સમજુ પુરૂષો પોતાની વહુ દીકરીઓને લગ્નમાં ફટાણું ગાવા દેતા નથી કે ગોરોમાં ભૂંડું બોલવા દેતા નથી.

આપણા દેશમાં સ્ત્રીઓની હાલત નઠારી અને અજ્ઞાન હોવાથી આપણા દેશીઓ તેવાજ રહેછે. કેમકે તેમને ઘેર પોતાની માના તરફથી કેળવણી મળતી નથી; પણ પરદેશોમાં જ્યાં તેમની માતાઓ પોતાનાં બાળકને કેળવણી આપેછે, ત્યાં એથી ઉલટો દેખાવ છે. તેઓ દેશાભિમાની, શૂરા, હીમતવાન, સ્વતંત્ર વિચારના, બુદ્ધિવાન, પરગજુ, ને નીતિવાન ઘણું કરીને હોયછે. નાણાપ્રકરણનું પુસ્તક લખનાર પ્રખ્યાત જૉન સ્ટુઅર્ટ મીલ કહેછે કે "એ પોતે ત્રણ

વર્ષનો થયો ત્યારે લાટીન ને ગ્રીક એ ભાષાઓ શીખ્યો હતો." એટલે જે વખતે આપણાં બાળકો સાધારણ બોલતાં ચાલતાં કે થોડું ભણતાં શીખતાં હોયછે તે વખતે મીલ ઇંગ્રેજી, લાટીન ને ગ્રીક શીખ્યો હતો ! ! તેર વર્ષની ઉમર થઈ ત્યારે તો એણે પુસ્તક લખ્યું હતું !! *આ બધી વાત ખરી છે એમ તે પોતેજ કહેછે, પણ તે શાથી થયું ? બાળપણમાં ઘર આગળ કેળવણી ઉપર ધ્યાન આપવાથી. વળી એજ પુરૂષ લખે છે કે, એણે નાણાપ્રકરણવિદ્યાનું જે કીમતી પુસ્તક લખ્યુંછે, તેમાં એની સ્ત્રીએ પુષ્કળ મદદ કરીછે !! આ ઉપરથી સ્પષ્ટ માલમ પડેછે કે, જો સ્ત્રી વિદ્વાન હોય તો તે પુરૂષને બહુ કિમતી મદદગાર થઇ પડેછે. પ્રાચીન કાળમાં આપણા દેશના રજપૂતો શૂરા ને સાહસિક હતા, કેમકે તેમની માતાઓ શૂરી હતી, અને તેઓજ ઉપદેશ કરતી હતી. ગ્રીસમાં સ્પાર્ટાની સ્ત્રીઓ પણ તેવીજ હોવાથી ત્યાંના લોકો શૂરા થતા હતા. આજના વખતમાં યુરોપ ને અમેરિકાના લોકો વિદ્યા કળામાં હોશિયાર, પરગજુ, ને સ્વતંત્ર છે, તેનું કારણ તેમની માતાઓ કેળવાયલી છે, અને નિશાળમાં જતાં પહેલાં તેમને તેમની માતાઓ તરફથી યોગ્ય કેળવણી મળેલી હોય છે. યોગ્ય વયથી તેમની માતાઓ તેમને શરીરની અને મનની કેળવણી આપે છે. તેઓ શરીરે અને મને મજબૂત થાય એવી કેળવણી આપે છે. આપણા દેશમાં માતાઓ તરફથી એ ઉપર બિલકુલ લક્ષ અપાતું નથી, અને તેથી છોકરાં શરીરે અને મને બંનેએ નબળાં થાય છે.

* આ ઉદાહરણ આપવાનો હેતુ એવો નથી કે ત્રણ વર્ષનું બાળક થાય કે મારી ઝુડીને તેને ભણાવવું અને ૧૩ વર્ષે બધાએ નવી ચોપડીઓ લખવી. આવા આદમી તો કરોડે એક હોયછે.

બાળકને કેમ કેળવવાં એ આપણા દેશની સ્ત્રીઓ જાણતી નથી તે જાણે, અને ઘર આગળ બાળકોની કેળવણી ઉપર પૂરતું લક્ષ આપે તો તેથી આપણા દેશને ઘણોજ લાભથાય.

"કુમળું ઝાડ જેમ નમાવીએ તેમ નમે, પણ તેજ મોટું થયા પછી વાળ્યું વળતું નથી." તેમ નાના બાળકને નાનપણમાં જેવી ટેવ પાડીએ તેવી ટેવ પડેછે. મોટપણમાં તેમને જેવાં કરવાં હોય તેવીજ જાતની નાનપણમાં કેળવણી આપો-તેવા સદ્‌ગુણો શીખવો ને તે રસ્તે ચઢાવો. નાનપણમાં જે ટેવ, પછી સારી કે નઠારી પડેછે, તે પછી મોટપણમાં જતી નથી. તેમજ નાનપણમાં જે આવડતું નથી તે મોટપણમાં શીખતાં બહુ મુસ્કેલ પડેછે. "કાચી કોઠીએ કાનો ચઢે પણ પાકીએ ચઢે નહિ." તેમ કુમળી વયમાં કુમળી અકલને જે રસ્તે દોરીએ તે રસ્તે જાય, પણ પાકટ થયા પછી તેમ થતું નથી. અને કદાપિ થોડું ઘણું થાય તો પણ ઘણી મુસ્કેલી પડેછે. નાનાં બાળક જલદી શીખીને યાદ રાખી શકે છે, પણ મોટાં થયા પછી તેમ થઈ શકતું નથી. માટે મોટપણમાં બાળકને જેવાં બનાવવાં હોય, તેવી વલણ નાનપણમાંથીજ તેમને શીખવો. તેની શિક્ષક તેની માતાએજ થવું જોઈએ. કેમકે નાનપણમાં બાળક માતા પાસે વધારે રહેછે અને તેથીજ એવી કહેવત પડી હશે કે "ઘડા પ્રમાણે ઠીકરી ને મા પ્રમાણે દીકરી." મતલબ કે મા જેવી હોય તેવાં તેનાં બાળક થાય. મા જો સારી હોય તો તેનાં બાળક સારાં ને નઠારી હોય તો ઘણું કરીને નઠારાંજ નીવડેછે. માટે જો આપણાં બાળકો આપણે સારાં કરવાં હોય, દેશનો ઉત્કર્ષ કરવો હોય તો આપણા દેશની માતાઓ સારી રીતે કેળવાય, નીતિવાન ને ઉપયોગી જ્ઞાનવાળા થાય તેમ કરો, એ

સૌથી સારો ઉપાય છે. બાળકોને ઉછેરવામાં ઘણી બાબતો સમાયછે. એમાંની એક શરીરની કેળવણી છે, બીજી નીતિની કેળવણી ને ત્રીજી બુદ્ધિની કેળવણી છે. દીકરીને ઘરનાં કામ કાજ કરતાં શિખવવાં, ઘર સાફ રાખતાં, રાંધતાં, વીણતાં, ઝાડકતાં, ચાળતાં, કેટલીક જાતની મીઠાઈ બનાવતાં, અથાણું આથતાં, લુગડાં શીવતાં, વેતરતાં, સાંધતાં, સભ્યતાથી બોલતાં વગેરે અનેક બાબતો મા, માશી, ફોઈ, વગેરે શીખવી શકે.

**બાળકોનાં લગ્ન.**—લગ્નના માઠા રિવાજથી કેવાં માઠાં ફળ નીપજેછે તે આપણે ઘણીવાર જોઇએ છીએ તોપણ સ્વાર્થી ને અજ્ઞાની આંધળાં માબાપો તે રિવાજ તજતાં નથી. કોઇ માબાપ કુળ ઉપર મોહી પડીને પોતાના બાળકોને કુળના કુવામાં નાખેછે, તેથી તેઓ કદી સુખી થતાંજ નથી. પરણવું તે શું, પરણવું તે શા માટે, પરણવું ક્યાં ને કોની સાથે, તથા પરણવાનું સાર્થક શું છે તે સઘળાથી પોતાનાં બાળક અજાણ્યાં હોયછે, તે પહેલાંજ પોતાનાં બાળકોને ઘણાંક મૂર્ખ માબાપો પરણાવી દેછે!! નાની છોડીને બુઢ્ઢા વર સાથે કે મોટી છોકરીને નાનકડા વર સાથે પરણાવીને કજોડાં કરેછે! કજોડાંથી કેવી આપદાઓ પડે છે તેનો ઘણો સારો ચીતાર આપણા ભવાયાઓ કજોડાના વેશમાં આપેછે. બુઢ્ઢા વર સાથે પોતાની અજ્ઞાન બાળકીને પૈસાની લાલચે પરણાવેછે ને તે મરી જાયછે, ત્યારે પોતાની દીકરીનો ભવ બળેછે. દીકરી પછી શાપ ને નીસાસા નાંખેછે. નાની વયના વર સાથે પણ એજ રીતે કુળના ફાંસામાં પડી પોતાની મોટી ઉમરની દીકરીને પરણાવેછે. છોકરી જેમ મોટી થતી જાયછે તેમ વર નીચો જતો જાયછે. અને એ રીતે બંનેનું જોડું લાયક થતાં પેહેલાં

તેમની તરૂણાવસ્થા જતી રહેછે, અને તેથીજ છોકરી ભરજુવાનીના સમયમાં અનીતિવાન થઈ જાયછે. આ બંને જાતના ઘણા દાખલા આપણે વરસોવરસ બનતા જોઈએ છીએ અને સાંભળીએ છીએ. બંને સરખી ઉમરનાં અથવા કન્યા નાની અને વર બે ચાર વરસે મોટો એ રીતનું જોડું પણ નાનપણમાં પરણાવ્યાથી પરણ્યાનું સાર્થક કરતું નથી. કેમકે મોટાં થયા પછી તેઓ કેવાં નીવડશે, એ નાનપણમાં માલમ પડતું નથી. પરણતી વખતે પરણનાર જોડા વચ્ચે જે સરતો કરવામાં આવેછે કે આવવી જોઇએ, તેથી એ બંને અજાણ્યાં હોયછે. મોટપણમાં એક બીજાના ગુણ મળતા આવતા નથી. નાનપણમાં તરેહ તરેહના રોગો થવાથી વખતે બેમાંથી એક આંધળું, બેહેરૂં, અપંગ, કે અજ્ઞાન થાયછે, અને તેથી તે મોટાં થયા પછી એક બીજાને પસંદ પડતું નથી અને અણબનાવ થાયછે. તેઓ રોજ લઢી મરેછે. પરણેલા છોકરા નાનપણમાં ઘણીવાર મરી જવાથી નાની છોકરીઓ રાંડેછે, જેથી તેમનો આખો જન્મારો ખરાબ થાયછે. જો છોકરી મરી જાય છે તો છોકરો ફરી પરણી શકેછે, પણ છોકરો મરી જાયછે તો છોકરી ફરી પરણી શકતી નથી. અને જ્યારે એવો બનાવ બનેછે ત્યારે ખરેજ તે છોકરીનો અને તેનાં માબાપનો દેખાવ દયા ઉપજાવવા જેવો થાયછે. છોકરી મોટી થયા પછી અનીતિવાન થાયછે, ને તેનાં માબાપને પસ્તાવું પડેછે. આ પ્રમાણે ઘણીવાર ઘણા બનાવ બનેછે. છોકરીઓ વિધવા થયા પછી જારકર્મ કરેછે, ગર્ભપાત કરેછે, બાળકો મારી નાંખેછે, અને પાપનો ભંડાર ભરેછે; તોપણ તેમનાં માબાપ ચેતતાં નથી. પોતાની વહાલી દીકરી, બેન, ભત્રીજી, ભાણેજી, વગેરે નાની ઉમરમાં રાંડીને મોટી થયા પછી કુકર્મ અને પાપ કરતાં જુએછે.

કેટલીકવાર તેમની માઓ બાળહત્યા કે ગર્ભપાત કરવામાં મદદ કરેછે, ને કોક તો છોડીને વિખ દઇ મારી નાંખેછે. એમ આબરૂ ગુમાવી પોતાના કરેલાં કર્મનો પસ્તાવો કરે છે, તોપણ તે પાપ તજવાનો તથા તેમને સુખી કરવાનો ઉપાય પુનરવિવાહ કરાવતાં નથી. લગ્નની હાલની હાલત ઉપરથી ઉપર પ્રમાણે માઠાં ફળ થાયછે; માટે તેમનાં માબાપોએ લગ્ન કરતાં અગાઉ ખસુસ ખૂબ વિચાર કરવો જોઇએ. બેનો, તમારૂં કામ તમારી દીકરીઓને ઝટપટ પરણાવી દેવાનું નથી. પણ પરણે ને સાસરે જાય ત્યારે ઘર ચલાવી શકે તેવી કેળવણી આપવાનું છે. છોડીને કામકાજથી વાકેફ કરો, ભણાવી ગણાવી ચતુર કરો, વરનું મન ગીત ગાયનથી, મીઠી વાણીથી ને રૂડી કરણીથી રીજવે, વરના ધનનો યથાયોગ્ય ઉપયોગ કરે, હિસાબ રાખે, શરીરે નિર્મળ રહે, આંખોમાં કાજળ લપેડી વાંદરી જેવી ન બને, માથામાં જૂઓ પડવા દઇને, લટીઆં લબડવા દઇને, માથાવટી અને મેલથી ગંદા સાલ્લા પહેરીને ફૂવડ ન બને, કામકાજમાં ઝડપ અને ચતુરાઇથી તથા ઉદ્યોગથી સાસુજીને રાજી કરે, પાડોશીઓ વખાણે અનેપરોણા ખુશી થાય તેવી કેળવણી આપવી એ માનું કામ છે. ૧૧ વરસમાં પરણાવી દેવી જોઇએ એવો વહેમ ઘાલી નખોદ વાળ્યુંછે; એ વાતનો પાકો વિચાર કરી સમજી લો, અને તેની બેડીથી છૂટો, રજસ્વળા થયા પછી કન્યાને પરણવાની ઈચ્છા થાય ત્યારેજ તેને માટે વરની ખોળ કરો ને તે કામમાં તે છોડીની મદદ લો, તેનો અભિપ્રાય પૂછો. તેની ધારણામાં ભૂલ હોય તે દેખાડી સારા વર સાથે પરણાવો. હવે ઇચ્છાવર કે સ્વયંવરનો સત્યુગ ફરી આવે એવું સંભવતું નથી, ને આવનાર હશે તો બહુ દૂર છે. માટે ભલે માબાપ દીકરીને

પરણાવતાં પણ તેમણે તેને ભણાવી, તથા ઘર ચલાવતાં શીખવી, અનુભવી કરી પરણાવવી એજ ડહાપણ છે. પુત્રીનું ભલું ઇચ્છો તો એમ કરો.

અમદાવાદના ઔદીચોમાં, ચરોતરના પાટીદારોમાં ને અમદાવાદના કડવા કણબીમાં તથા સુરત જીલ્લાના દેશાઇઓમાં એકથી વધારે સ્ત્રીઓ પરણવાનો રિવાજ ઘણો છે; એટલે તેમની નાતમાં જેઓ માત્ર નામના કૂળવાન કહેવડાવનારા છે તેઓ એક પરણ્યા પછી તેની સાથે બનતું નથી, છોકરાં થતાં નથી કે કાંતો ખાવાના પૈસા ખૂટેછે, ત્યારે તે સ્ત્રી ઉપર બીજી ને બીજી ઉપર ત્રીજી સ્ત્રી લાવેછે. અને પેહેલીવારની સ્ત્રી સાથે કે તેનાં માબાપ સાથે જો અદાવત હોયછે તો તેમનો ભવ બગાડેછે. ખાવાનું ખુટયું હોયછે તો તેઓ એક સ્ત્રીનેજ વારાફરતી પોતાની પાસે રાખેછે. આ પ્રમાણે પોતાની દીકરીનાં દુઃખો પોતે ઘણીવાર જાણેછે તોપણ અજ્ઞાન ને આંધળાં કુળ ઉપર મોહી પડી પોતાની દીકરીને દુઃખના દરીઆમાં ડૂબાડે છે. પૈસા ખરચવાના હોયછે તથા તે ખરચતાં પણ દીકરી સુખી થશે એવી ખાત્રી નહિ માટે તેઓ દીકરી આવેછે ત્યારે દિલગીર થાયછે ને ઇશ્વરના ચોર બનેછે * એટલુંજ નહિ, પણ દીકરીનાં ગરીબ માબાપો એજ કારણોથી પોતાની વહાલી દીકરીઓના પ્રાણ લેવાને કેટલીક વાર લલચાયછે. જેઓને પૈસા મળેછે તેઓ પોતાની દીકરીઓને નાની નાની પરણાવી દેછે, તેથી કૂળવાનોના વર મોટી ઉમર સુધી કુંવારા રહેતા નથી. ગરીબોને પણ પોતાની દીકરીને માટે કુળ-

---

* દીકરીનો જન્મ થવાથી દિલગીર થવું એ પરમેશ્વરને દોષ લગાડવા જેવું છે. દીકરી મરી જાય તો સારૂં એમ બોલવું કે ચહાવું એ પાપ છે. ખુન કરવાના ઇરાદાની તે પાસે છે.

વાન વર જોઈએ તે મળે નહિ ત્યારે તેમને મોટી ઉમરની કરવી પડે, પણ તેનો લાભ લઇ કમાઉ સારા માણસ જોડે તેને પરણાવંતા નથી. પણ મૂર્ખા તેને નાના બાળક સાથે કે પચાસ સાઠ વરસના બુઢ્ઢા સાથે પરણાવી પોતાની વાહાલી દીકરીને કજોડાના દુઃખમાં નાંખેછે. સાઠોદ્રા, ખડાયતા, અને બીજી કેટલીક જાતના બ્રાહ્મણમાં તથા કેટલાક વાણીઆમાં ને કણબી તથા ભાટેલાઓમાં ઊંચ કુળવાળાને વાંદરાના બુડીઆની પેઠે ઘણી નારીઓ હોયછે, તેથી હલકા કુળના હોય તેમણે અછત હોવાથી કન્યાના બાપને ઘણા પૈસા ખાવાના આપી પરણવું પડેછે. જેઓને પૈસા મળતા નથી તેઓ બાપડા કુંવારાજ મરેછે. અને તેથી તેમાંના ઘણા જાર કર્મ કરતાં શીખેછે. એ અપરાધ નાતનો ધારો તેમને શીખવેછે. જેમને પૈસા મળેછે તેઓને પણ જો નાની કન્યા મળવાથી તે મરી જાયછે તો પછી કન્યા મળતાં મુશ્કેલ પડેછે. કન્યા નાની હોવાથી તથા નાનપણથીજ સાસરે જતાં શાખ્યાથી તેઓનું શરીર નબળું થાયછે ને છોકરાં પણ નબળાં થાયછે. તથા જેઓ પોતાની પાસેના સઘળા પૈસા ખરચી પરણેલા તેઓ તો ખરા ભીખારી થાયછે. આવા લોકો. પોતાની સ્ત્રીની વધારે બરદાશ લે, તેની મરજી સાચવે અને તેથી આજની અભણ અને અજ્ઞાન ઉછાંછળી સ્ત્રીઓ છલકાઇ જઇ અમર્યાદ થાય તો તેમાં શું આશ્ચર્ય છે? દીકરીનાં માબાપ જાણેછે કે પોતે પૈસા લેઇ જમાઇને ભીખારી કે કંગાલ કરી મુકયાથી જમાઇને દીકરી દુઃખી થશે. પોતે મફતના લીધેલા પૈસા હજાર રસ્તે વપરાઈ જાયછે, કેમકે હરામના પૈસા રહેતા નથી. તે છતાં તેઓ તેમજ કરેછે. જમાઈની પાસેથી દશથી વીશ હજાર રૂપીઆ સુધી લીધેલાના દાખલા મેં મારી નજરે જો-

યાછે. ને તેથી જમાઇઓએ ભીખારી થઇ નાણાવટી છ-
તાં દેવાળાં કહાડેલાં મેં દીઠાં છે, અને તેમ ઘણાંએ
જોયું હશે. તે છતાં દીકરીનાં અજ્ઞાન માબાપ તેમ કરે
છે. વરના પૈસા લેવામાં પણ તેમજ છે. દીકરીનાં માબાપ
પૈસા ખરચવામાં કંગાલ દેવાદાર ને કોઇવાર ઘરબાર ને
ગરાસ ચાસ વગરનાં થઈ જાયછે. જેઓ પૈસે ટકે સુખી
હતાં તેઓ દીકરીઓનાં માબાપ થયાથી કરજના ખાડામાં
ડૂબેલાં જણાયછે. એકને કંગાલ બનાવી પોતાનું ઘર ભરવું
અને તે પણ પોતાના સગાનું, એના જેવું નહારૂં કામ બી-
જું કયું! તોપણ લોભી ને સ્વાર્થી કુળવાનો તેમજ કરેછે.
પાંચથી દશહજાર વરના બાપે પેહેરામણીમાં લીધેલા ને
કન્યાના બાપે ગમેતો ઘરબાર ને ગરાસ ચાસ વેચીને કે
કોઇવાર કરજદાર થઇને દશથી વીશ હજાર રૂપીઆ એક
દીકરી પરણાવતાં ખરચેલા એવા દાખલા મેં જોયાછે. આવા
ખરચનારા છેવટે કંગાલને દુઃખી હાલતે પહોંચેલા પણ મેં જો-
યા છે તેમ છતાં કુળ ઉપર મોહનારા અજ્ઞાનો એ સઘળું ખમેછે
ને ખરચેછે. પરણવાની આવી રીતથી વાંઢા મરે, બાળહત્યા
થાય, લોકો દરિદ્રિ ને દુઃખી થાય તો તેમાં શી નવાઈ?

ઊંચ વરણનાં લોકડાં હલકી વરણોમાં પણ પેઠાં છે. તે-
માં પણ કુળ ને અકુળ જોવાયછે. તેમાં પણ કજોડાં ને
બાળલગ્ન થાયછે. પૈસા ખાવાનો ને ખર્ચવાનો રિવાજ તે-
માં પણ ચાલેછે. પણ તે બધું છતાં પુનરવિવાહ હોવાથી
તેમની સ્ત્રીઓ વિધવા રહી દુઃખ વેઠતી નથી. બાકી તેમનામાં
પણ અણબનાવ અને કજીઆ કંકાસ કાંઈ ઓછા નથી. ના-
તરીઆ નાતોમાં વળી કેટલાક બ્રાહ્મણ વાણીયાની દેખાદેખી
એવો ઢોંગ લઇ બેઠા છે કે અમારા ઘરની કન્યા કે વહુ
રાંડેથી નાતરૂં ન કરે! જુઓ એમની મૂર્ખાઈ!!!

લગ્ન એટલે જોડાવું. જે જોડાને આખા જન્મારા સુધી જોડવું છે, આખા જન્મારાનો સુખ દુઃખનો સોબતી થવું છે, તે જોડાને પૂછ્યા વિના, તેમની મરજી લીધા સિવાય અથવા પોતાનું મત આપવાને કિંવા મરજી જણાવવાનો વિચાર કરવાને લાયક થતા પેહેલાંજ તેમને પરણાવી દેવાં, દુઃખી કરવાં અને દુઃખી થએલાં જોવાં, એ તેમનાં માબાપની મૂર્ખાઇ છે એટલુંજ નહિ પણ તેમ કરવામાં મોટું પાપ છે. લગ્ન સંબંધી વિચાર કરવાને લાયક થાય, ખરા ખોટાની ને સારા નઠારાની પરીક્ષા કરી શકે એવાં થાય ત્યારે તેમનાં લગ્ન કરવાં. એક સાધારણ વસ્તુ બજારમાંથી ખરીદ કરવી હોય છે તો હજાર તરેહના વિચાર કરીને ખરીદ કરીએ છીએ, સાધારણ મુસાફરીમાં સોબતી કરવામાં સો તરેહની સાવચેતી રાખીએ છીએ, વિચાર કરીએ છીએ અને અનેક રીતે તેના ઓળખાણની તથા ગુણની તપાસ કરીએ છીએ; તો આતો જીવતાં સુધીની લાંબી મુસાફરી છે, નજીકનો અને હમેશનો સોબતી કરવો છે, સુખ દુઃખનો ભાગીઓ કરવો છે, દેશ પરદેશનો મિત્ર કરવો છે; તેને વગર તપાસ કરવે, ઘરખટલો રૂડી રીતે ચલાવી શકશે કે નહિ તજવીજ કર્યા વિના માત્ર તેમનાં માબાપ નજર રાખીપરણનાર જોડાંના કેવળ અજ્ઞાનપણામાં કે તેમની મરજીની જરાએ દરકાર વગર કરે તે કયમ કરાય? એવો મિત્ર કરવામાં આડે આવવાનો માબાપને ખરૂં કહીએ તો કાંઈ હક છેજ નહિ. વાસ્તવિક કહીએ તો તેઓ માત્ર સલાહ આપી શકે. મતલબ કે પરણનાર જોડાની મરજી લીધા વિના તથા તેમની અણસમજણમાં તેમનાં માબાપ તેમનાં લગ્ન સ્વાભાવિક નિયમ પ્રમાણે કરી શકતાંજ નથી. એ રીતે પરણેલા જોડાનાં ખરૂં કહીએ તો

લગ્ન થયાં એમ કહેવાયજ નહિ. મોટપણે ઇચ્છાવર અને ઇચ્છા વહુ કરવાનો ચાલ જે દેશોમાં છે ત્યાંપણ પાછળથી ઘણાંક વઢે છે ને દુઃખીથાય છે તો જે દેશમાં ઢીંગલા ઢીંગલી પરણે તેમાં વધારે હોય તેમાં શી નવાઇ! પ્રાચીન કાળમાં લગ્ન કરવાનો રિવાજ કેવી જાતનો હતો તે પાછળ આવી ગયુંછે એટલે આ ઠેકાણે ફરીને લખવાની કાંઇ જરૂર નથી. દૈવયોગે કદાપિ એવો બનાવ બને કે મોટી ઉમરે સમજુ થઇ પરણેલા જોડામાંથી વર મરી જાય અને છોકરી રાંડે તો સૌથી સારો ઉપાય એજ છે કે તેની મરજી લેઇ જેમ દીકરાને ફરી પરણાવોછો તેમ દીકરીને પણ ફરીને પરણાવો. વિધવા દીકરીના હમેશાં નિસાસા ખાવા ને વિલાપ સાંભળવા, તેને અનીતિવાન થતી જોવી, ગર્ભપાત ને બાળહત્યા કરવા દેવાં, ને ઘણીવાર એવા પાપના કામમાં પોતે સામેલ થઇ પાપ કરવું, તેનું અકાળમૃત્યુ થવાનો જોગ આણવો તેના કરતાં તેને ફરીને પરણાવવી એ સર્વોત્તમ કામ છે.

માબાપોએ પોતાનાં છોકરાંનાં લગ્ન સફળ કરવાં હોય, તેઓ પોતાનાં બાળકો અને તેમનાં બાળકો નીરોગી ને બળવાન થએલાં જોવાને ઇચ્છતાં હોય, તેમને પોતાનામાં વરવહુ અરસ્પરસ સંપીને ચાલતાં જોવાં હોય, તેમને સુખી થએલાં જોવાને ચાહતાં હોય, તેમને દુખના નિસાસા નાંખતાં ને વિલાપ કરતાં જોવાં ન હોય તથા તેમને લઢી મરતાં અને કજીઓ કરતાં ન જોવાં હોય તો તેમને નાનપણમાં ભણાવી ગણાવી સદ્ગુણી કરો. નાનપણમાં સારી સોબતમાં રાખો, કેમકે બાળકને 'સોબત તેવી અસર' પણ થાયછે. ઘરવ્યવહાર કેમ ચલાવવો, પતિ સાથે કેમ ચાલવું, ઘરનાં માણસોને રાજી કેમ રાખવાં, બોલવા ચાલવાની રીતભાત કેવી રાખવી, નવરાશનો વખત કેમ ગાળવો

એ વગેરે ઉપયોગી જ્ઞાન તેમને ઘર આગળ આપો ને નિશાળમાં તેમને કેળવણી લેવા દો તથા તે લાયક ઉમરનાં અને પોતાને યોગ્ય વર કે યોગ્ય વહુ ખોળી કહાડવા જેટલી સમજણ આવે ત્યારે તેમને તેમના મન ગમના વર સાથે અને મન ગમતી વહુ સાથે પરણાવો. જો છોડી દૈવેચ્છાથી રાંડે તો તેમની મરજી લેઇ ફરીને પરણાવો, મતલબ કે બાળલગ્ન બંધ કરો, સ્વયંવરે પરણાવો અને પુનર્વિવાહ ચલાવો. છેક સ્વયંવર જેવું ન બને તો વચલે માર્ગે જાઓ.

બાળકનાં લગ્ન કરતી વખતે ઘણીવાર તે બાળકના પિતાના તરફથી તેની માતાનું મત પુછવામાં આવેછે ને કેટલાક ઘરમાં માતાના કહ્યા પ્રમાણે થાયછે. પણ તે શા કામનું? તેઓ લગ્ન કેવાં ને ક્યારે કરવાં, તે સમજતાં નથી. નાનપણમાં ગમે તેવાની સાથે લગ્ન કર્યાથી છોકરી સુખી થશે કે દુઃખી તેનો વિચાર કરવાની તેમનામાં શક્તિ અને જ્ઞાન હોતાં નથી. જ્યારે છોડી વિધવા થાયછે ત્યારે તથા ગમે તેવા સાથે પરણાવ્યાથી તેમને જ્યારે બનતું નથી, સાસુ પીડેછે ત્યારે તે પસ્તાય છે, ત્યારે પોતાનો કરેલો અવિચાર સાંભરી આવેછે; પણ તે શા કામનું? આગળનો વિચાર અગાઉથી કરવાની શકિત તેમનામાં હોતી નથી. માટે તે વખતની તેમની શક્તિ ને સમજ પ્રમાણે જ્યારે તેનો ધણી તેની સલાહ માગેછે, ત્યારે જવાબ આપેછે. બીજી એના જેવી અજ્ઞાન સ્ત્રીઓનો દાખલો લેછે અને પોતાનાં અણસમજુ બાળકને નાનપણમાં પરણાવી લાવો લેવાનું ઇચ્છે છે. પોતાની ટુંકી સમજણને લીધે કુળવાન વર નાનો હોય કે ઘરડો તોપણ પસંદ કરેછે. નાતો જમાડવી, જાન જમાડવી, નોતરાં દેવા જવું, ગોરવમાં ફટાણાં ગાઇને ભૂંડું બોલવામાં વેવાણોને હરાવવી,

એવા એવા વિચારોએ એના હૃદયમાં ઘર કરેલું હોયછે. આવી જાતના વિચાર કરીને પરણાવનાર, જ્યાં માબાપો હોય ત્યાં તે જોડાને સુખી થવાની આશા શી રાખવી? સોગટાના પાસામાં ધારેલો દાવ જેમ વખતે પડેછે તેમ કોઈ વખતે સુખી થાયછે, પણ ઘણાને તો સુખ ભોગવવાનો કાળ ગયા પછી સુખના દિવસ આવેછે. અને આપણા દેશમાં પણ પ્રાચીનકાળમાં એમ નહોતું. લગ્ન એટલે શું તે સમજાય, લગ્નનાં સુખ ભોગવાય તેટલી વયે પાહોચતાં ત્યારે વરકન્યા પરણતાં ને સુખ ભોગવતાં. માટે લગ્ન વખતે તે જોડાની ઉમર કેટલી જોઇએ, લગ્ન કરતા પેહેલાં જોડું કેવું ને કેટલું સમજુ થએલું જોઈએ તેનો વિચાર ગંભીરપણે તમે સંનારીઓ કરો. જેમના દીકરા દુરભાગ્યે નાની ઉમરે પરણી ચુક્યા હોય તેમને મારી વિનંતિ છે કે વરવહુની ઉમર પાકી થયા પહેલાં વહુને રાખશો માં, વરનું વય ઓછામાં ઓછું ૧૮ થી ૨૦ અને વહુનું ૧૪ થી ૧૬ સુધી થવાની વાટ જોજો. એવાં જોડાં હાલનાં કાચી વયે સંસારમાં પડનારથી ઘણુંકરીને વધારે સુખી થશે. ને તેમનાં બાળકો ઘણુંકરીને વધારે સારાં, મજબૂત ને નીરોગી થશે. આ વિનંતિ વરની માને કે વડીઆઇને, સાસુજીને ને વડસાસુને કરૂંછું કે આ સુધારો કરવો તમારે હાથ છે.

આ વિનંતિ કરવાનું કારણ એ છે કે હજુ એવો સમય આવ્યો નથી કે આપણા લોકો ચાલતા ધારામાં મારા કહ્યા જેટલો ફેરફાર કરીને લગ્ન સંબંધી ધારાઓ ફેરવે. હજુ એવો સમય આવ્યો નથી કે આપણા લોકો પોતાનાં છોકરાંનું સુખ તાકી તેમને સમજુ કર્યા પછી મોટી ઉમરે સ્વયંવરે કે સ્વયંવહુએ પરણાવે. માટે હાલ એટલો સુધારો કરો.

બાઈઓ કરો. હજુ એવો સમય આવ્યો નથી. રાંડેલી દીકરીઓનાં માબાપો તેમના મન ગમતા વર સાથે ફરીને પરણાવે, અથવા પરણે તો તેના નાતીલા તેમને નાત બહાર મુક્યા વિના રહે, એવો સમય આવવાને હજુ વાર છે. નાતથી જુદાં પડવાનું થોડાંજ કુટુંબ પસંદ કરશે. માટે હાલ તો વિધવા છોડીને કે વિધવા વહુને ઘરથી જુદાં પડી પુનરલગ્ન કરવા દેવાં, આડે આવવું નહિ. લોક નિંદા કરશે તે ધીરજથી સેહેવી. જો કે લગ્ન સંબંધી માબાપોના કેટલા હક છે અને કેવી રીતે લગ્ન કરવું એ વિશે ઉપર કહેલી મારી વાત બિલકુલ ખરી અને વાજબી છે— આપણા લોકોને તાબડતોબ તે ઉપર ધ્યાન આપી બિલકુલ એવીજ જાતનો સુધારો ચાલતા ધારામાં કરવો અગત્યનો છે તોપણ તે પ્રમાણે થવાનો હજુ સમય આવ્યો નથી, માટે મને વચલો રસ્તો સુઝ્યો તે બતાવ્યોછે.

નાનાં બાળકને અણસમજણમાં પરણાવી દેવામાં આવેછે તે પ્રમાણે ન થાય માટે તે ઉપર જલદીથી ધ્યાન આપી બાળલગ્ન થતાં બંધ કરવાં જોઇએ અને તે થઈ શકે એવું છે. અમદાવાદમાં બાળલગ્ન નિશેધક એક સભા થઇછે તેના ઘણા મેમ્બરો થયાછે અને દરવરસે વધતા જાયછે. તે ઉપરથી જણાયછે કે તે પ્રમાણે લોકો ધ્યાન આપે તો જલદીથી થઇ શકે એવું છે. એ સભાગાં થયેલા મેમ્બરો પોતે તે પ્રમાણે ચાલી બીજાને પોતાનો દાખલો આપે, બીજાઓને તે પ્રમાણે કરવાને સમજાવે ને ઉશ્કેરે તો તે પ્રમાણે જલદીથીં થઈ શકે એવું છે. પોતાનાં છોકરાંને નાનાં નાનાં પરણાવી તેમનાં શરીર તુટી જતાં જુવેછે. વરમાં કે વહુમાં કોઇ (બળીયા વગેરેથી) ખોડ ખાપણ આવીને તે જોડું જે દુઃખ પામતું જુવેછે, નાનાં નાનાં પરણી બચરવાળ થઇ વિદ્યાભ્યાસ

પૂરો થયાની પૂર્વે કમાવા વગેરેની આપદાઓમાં તેમને આવેલાં જુવેછે, નાનું જોડું સંસારમાં પડી નબળું ને ક્ષીણ થએલું તથા ક્ષય વગેરેના રોગવાળું ઘણીકવાર જુવે છે, તેમનાં છોકરાં નબળાં ને તવાઈ ગએલાં જુવેછે. પ્રજા દિવસે દિવસે પરાક્રમહીન થતી જાયછે તેથી તેમનાં માબાપો! સમજાવ્યાં સમજી બાળલગ્નનો ધારો જલદીથી બંધ કરો. બાળલગ્નથી તમારાં બાળકોને બાળપણથીજ અભ્યાસ છોડી દેવો પડેછે તેથી તેઓ મૂર્ખ ને અજ્ઞાન રહેછે એટલુંજ નહિ, પણ તેમનાં બાળકો પણ તેવાંજ અજ્ઞાન રહેછે તેથી તે કુટુંબ કંગાળ હાલતમાં પોતાનો જન્મારો પૂરો કરેછે. આવો બનાવ તેમનાં માબાપ ઘણીવાર જુવેછે તેથી બાળલગ્ન જલદીથી બંધ થઈશકે એવું છે. અને છેવટ પોતાનાં દીકરા દીકરી મોટી ઉમરનાં, સમજણાં, ભણેલાં, દીકરો રોજગારે લાગેલો, દીકરી ઘર ચલાવવામાં કુશળ ને ભણેલી પરણાવવામાં નાત તરફથી કાંઈ હરકત નહિ હોવાથી તે બની શકે એવું છે. એમાં પુરૂષોની સાહે જોઇએ. આગેવાનનાતીલાઓ એ બાબતનો કાંઈ બંદોબસ્ત કરે તો ખચીત તે જલદીથી બંધ થઈ શકે એવું છે માટે તેમ કરવું જોઇએ. સ્ત્રીવર્ગે એ સુધારામાં અનુકૂળ થવું.

લગ્ન સંબંધી બીજી બાબત કજોડાની છે એટલે જેનાં માબાપ પોતાની નાની દીકરીને ઘરડા વર સાથે પરણાવે અથવા મોટી દીકરીને નાના વર સાથે પરણાવેછે તે છે. આવી જાતનાં કજોડાં થયાથી છેવટ તે દીકરી અને તેનો બાપ કેવાં દુખી થઈ પસ્તાય છે. તેના હજારો દાખલા આપણા લોકોએ જોયા હશે તોપણ આંધળાં માબાપો કુળ ઉપર કે પૈસા ઉપર મોહી પડી પોતાની દીકરીને દુખના દરીઆમાં ડુબાડેછે. આ રિવાજ પણ નાતના આગેવા-

ન સમજુ શેઠીઆઓ ધારે અને પોતાની જાતની દીકરી-
ઓ ઉપર પડતાં દુઃખ જોઇ દયા લાવી પોતાની નાતનોજ
બંદોબસ્ત એવાં કજોડાં નહિ કરવા માટે કરે તો એ રિવા-
જ પણ જલદીથી બંધ થઇ શકે એવો છે. એમાં પણ સ્ત્રી-
ઓની મદદ જોઇએ. નાતના વિચાર બદલાયા વિના શેઠના
હુકમનું ઝાઝું ફાવતું નથી.

જો બાળલગ્ન અને કજોડાં બંધ થાય તો હું ધારૂંછું
કે પુનરવિવાહની ક્વચિતજ જરૂર પડશે. આજની વિધ-
વાઓની તપાસ કરીશું તો તેઓ બાળલગ્ન કે કજોડાં
થયાથીજ રાંડેલી હશે. સેંકડે પાંચ પણ વીશ ને પચીશની
વચ્ચે રાંડેલી ભાગ્યે નીકળશે. અને મોટી થઇને રાંડેલી
સ્ત્રીઓ કરતાં બાળવિધવાઓને પુનરવિવાહ કરાવવાની વ-
ધારે અગત્ય છે, પણ બાળલગ્ન અને કજોડાં બંધ થયાથી
વિધવા પુનરલગ્નનો પ્રસંગજ જવલે આવશે. માટે હું તો
પુનરવિવાહ કરાવવા કરતાં બાળલગ્ન અને કજોડાં બંધ કરાવ-
વાનો રિવાજ વધારે પસંદ કરૂંછું. અને પુનરવિવાહ કરાવવા
પાછળ મેહેનત કરનારાઓને બાળલગ્ન અને કજોડાં બંધ
કરાવવા પાછળ મેહેનત કરતા જોવાને વધારે આતુર છું.

આજના સમય ઉપર વિચાર કરીને લગ્ન કરવાનું
કામ બાળકોનાં માબાપને આપણે સોંપવું પડેછે. પણ તે
સોંપતા અગાઉ તેમણે કેવી રીતે ને કેવા સાથે લગ્ન કર-
વાં એ વિશે બે બોલ કહેવા જોઇએ. તેમણે બાળલગ્ન કે
કજોડાં કરવાં નહિ એ વાત ખરી, પણ તે વિના બીજી
પણ કેટલીક બાબતો ઉપર તેમને વિચાર કરવાની અને
સંભાળ રાખવાની જરૂર છે, તે બાબત તેમને કહેવું જોઇએ.
સોબતી—જન્મારાનો સુખ દુઃખનો સોબતી ખોળી લેવાનું
જે કામ છોકરાંનું પોતાનુંજ છે તે કામનું મહાભારત જો-

ખમ માબાપે પોતાને માથે બોહોરી લેતા અગાઉ એ કામ તેગણે કરવાને લાયક થવું. એટલે સોબતી ખોળવામાં છોકરાંને જે સંભાળ ને તપાસ રાખવાની છે તે સંભાળ અને તપાસ માબાપે રાખવી જોઇએ. માટે તે સંભાળ ને તપાસ રાખવામાં માબાપો ભૂલ ન કરે અને છોકરાંનો નિસાસો પોતાને પાછળથી સાંખવો ન પડે અને પસ્તાવું ન પડે માટે તે વિશે એ માબાપોને મારે બે બોલ કહેવા જોઇએ.

છોકરાં મોટી ઉમરનાં કરીને પણ લગ્ન કરવામાં માબાપે ખૂબ સાવચેતી રાખવી જોઇએ. જો દીકરીનું લગ્ન કરવું હોય તો તપાસવું કે જેની સાથે લગ્ન કરવું છે તે પોતાની દીકરી ઉપર હમેશ પ્રેમ ટકાવી રાખી ગુજરાન ચલાવી શકે એવો સમજુ ને હોશિયાર છે? પોતાની દીકરીને અપ્રીતિ થાય એવી તેનામાં ખોડ કે અપલક્ષણ છે? એટલે તે રૂપાળો ને સારા સ્વભાવનો છે? તેનાં માબાપમાં કોઇ જાતનો ઓધે ઉતરે એવો રોગ છે? એ પરણનાર હોશિયાર ને પરણતી વખતે કરેલી સરતો પાળે એવો છે? પોતાની દીકરી એ ઘરમાં ગયાથી સુખી થશે? તેનાં સાસુ સસરો લઢાઈખોર ને દુ:ખ દે એવાં તો નથી? એ સધળાની તપાસ કરતાં કોંઇ હરકત માલમ ન પડે તો પછી એ ઘર કુળવાન નાં હોય તો ભલે, પણ ત્યાંજ કન્યા દેવી. કેમકે ૩ જા અધ્યાયના ૬ ઠા ને સાતમા શ્લોકમાં મનુ કહેછે કે—

"[૧]નીચે લખેલાં દશ પ્રકારનાં કુળ મોટી સ્મૃદ્ધિવાળાં હોય તો પણ તેમાં કન્યા આપવી નહિ- હીણા કર્મનાં માણસ હોય તે કુળમાં, જેમાં પુરૂષનો વંશ ન હોય

૧ આ બધા શ્લોકો પાછળ આવી ગયાછે માટે આ ઠેકાણે તે ન લખતાં માત્ર તેમની મતલબજ લીધીછે.

તેમાં, જેમાં કોઇએ વેદનું[૨] અધ્યયન ન કર્યું હોય તેમાં, જેમાં માણસને ક્ષય, ફેફરૂં, હર્શ, કોઢ, આદિ અનેક પ્રકારના રોગ થતા હોય તેમાં * * ઇત્યાદિ કુળોમાં કન્યા આપવી નહિ."

આ ઉપરથી માલમ પડેછે કે જે કુળમાં લુચ્ચા, ચોર ને કજીઆખોર હોય, જેમાં વિદ્વાન હોય નહિ, જેમાં માણસને ઓધે ઉતરે એવા રોગો થતા હોય તેવા કુળમાં કન્યા આપવી નહિ. અને આચાર વિચારમાં ઉત્કૃષ્ટ અને રૂપાળા વરને કન્યા આપવી. એવો વર ન મળે તો તેનો બાપ તેને કુંવારી રાખીમુકે તો ભલે. કેમકે મનુસ્મૃતિના ૯ મા અધ્યાયના ૮૮ મા ને ૮૯ મા શ્લોકમાં મનુ કહેછે કે—

"કુળાચારમાં ઉત્કૃષ્ટ અને રૂપમાં સારો દેખાવડો એવા તરૂણ પુરૂષને પોતાની કન્યા આપવી. કન્યાનો વિવાહસમય થયો હોય તો પણ તેને મરતા સુધી તેના બાપે પોતાને ઘેર રાખવી એ ભલે પણ વિદ્યા આદિથી રહિત પુરૂષને કદાપિ પોતાની કન્યા આપવી નહિ."

કન્યાના લગ્ન વિશે માબાપે જે જે વિચાર ને તજવીજ કરવાની જરૂર છે તેવીજ વરના માબાપને કન્યા વિશે કરવાની છે. કન્યા રૂપાળી છે કે નહિ? તેનામાં કાંઈ ખોડ ખાપણ તો નથી? તે ભણેલી, ભલી, સત્યવાદી, દયાળુ, સમજુ ને ધણીની આજ્ઞા પ્રમાણે ચાલે એવી છે? વઢકણી, દુરગુણી, કે દુરાચરણી તો નથી? નિર્લજ, ગાળોભાંડે, ફટાણું ગાય, એ વગેરે કજીઆ કરે એવી કે બહુ બોલકણી કે મુંગી છે?

---

૨ આ કાળે વેદના અધ્યયનને ઠેકાણે ગુજરાતી કે અંગ્રેજી ભાષા પોત પોતાની સ્થિતિ પ્રમાણે આવડવી જોઇએ. તેમજ ભૂગોળ, ઈતિહાસ, ગણિત ને કવિતાનું જ્ઞાન જોઇએ. તથા કાંઈ સારો ધંધો રોજગાર જોઇએ.

આરસ્પરસ મરજી છે? એના કુળમાં કોઇ ઓધે ઉતરે એવા રોગવાળું તો નથી? આ સઘળી અથવા બની શકે તેટલી બાબતો વિશે તપાસ કરી જો હરકત ન હોય તો ત્યાં પોતાના પુત્રનું લગ્ન કરવું. કેમકે અસલ આપણા લોકોમાં તે કાળની સમજણ પ્રમાણે તજવીજ કરાવાનો ચાલ હતો. જુવો મનુ ૩ જા અધ્યાયના ૮ મા શ્લોકમાં કહેછે કે:-

**नोद्वहेत्कपिलांकन्यांनाधिकांगनिरोगिणीम्॥**
**नालोमिकांनातिलोमांनवाचाटांनपिंगलाम्॥**

મતલબ કે—માથે રાતા વાળ વાળી, અધિક અંગવાળી, રોગી, રોમ વગરની કે ઘણા રોમ વાળી, ઘણું બોલનારી, અને પીળા રંગની ખોડવાળી કન્યા પરણવી નહિ. પણ એજ અધ્યાયના ૧૦ મા શ્લોકમાં મનુ કહે છે કે—

**अव्यंगांगींसौम्यनाम्नींहंसवारणगामिनीम्॥**
**तनुलोमकेशदशनांमृद्वंगीमुद्वहेत्स्त्रियम्॥**

મતલબ કે—અંગે ખોડવાળી, કાણી, કુબડી, +++ ઇત્યાદિ ન હોય એવી કન્યા સાથે વિવાહ કરવો.

આ ઉપરથી સમજાશે કે દીકરાના બાપે ખોડવાળી, રોગવાળી, અવગુણ વાળી, ઘણું બોલનારી ઇત્યાદિ અપલક્ષણો ન હોય એવી કન્યા જોઈને પોતાના દીકરાનું લગ્ન કરવું. પણ ૧ થી ૧૦ વરસ લગીની કન્યાને પરણાવી દે તો તેની તપાસ થઇ શકે નહિ માટે મોટી કન્યા જોવી. લગ્ન કરવામાં સમજુ મરદો ઘણીવાર ખરે સારે ઠેકાણે લગ્ન કરવાનો વિચાર કરેછે, પણ તેમની મૂર્ખ ને હઠીલી, જૂના જંગલી વિચારની સ્ત્રીઓ આગળ તેમનો તે વિચાર અમલમાં આવતો નથી. અને તેથી તે સ્ત્રીઓ પોતાની દીકરી કે દીકરાના દુઃખની પેદા કરનાર થાયછે.

અને તેથીજ આ વિષય સ્ત્રીઓને ઘણોજ અગત્યનો ધારી તેમના વિશેની ચોપડીમાં આ બાબત લીધીછે. તો તે ઉપર મારી સમજુ બેન અથવા બેનો સમજુ થઈ વિચાર કરી અમલ કરશે અને પોતાની અજ્ઞાનતાને લીધે લગ્ન કરવામાં સારા વિચારની આડે આવી પોતાનાં બાળકને દુઃખ પમાડનાર થતી અટકશે, એવી આશા છે. જો પોતાની નજર ન પહોંચે તો બે સમજુ, પ્રમાણિક ને બીન સ્વાર્થી માણસોની સલાહ લેઈ તે પ્રમાણે કરવું, પણ લગ્ન કરવાનું મહાભારત જોખમનું કામ વગર વિચાર્યું કરી બેસવું નહિ.

---

# प्रकरण ९ मुं.

## સ્ત્રીઓએ નવરાશનો વખત કેમ ગાળવો ?

વખતનો વાજબી ઉપયોગ કરવો, તથા તેને નકામો જવા દેવો નહિ, એ પણ જેમ મરદોનો તેમ સ્ત્રીઓનો એક અગત્યનો ધર્મ છે. વખત કેવો ઉપયોગી છે, તે કેવો જલદીથી જતો રહે છે, બીજાઓ તેનો કેવો ઉપયોગ કરેછે, આપણે તેને કેવો નકામો ગુમાવીએ છીએ, આપણે તેનો યોગ્ય ઉપયોગ શી રીતે કરી શકીએ, ઈત્યાદિ વિષે વિચાર કરવો, એ આપણી સ્ત્રીઓને એક અગત્યનો વિષય છે. ઘણુંકરીને આપણી સઘળી સ્ત્રીઓ વખતની કીમત બિલકુલ જાણતી નથી. તેઓ જુવેછે કે તેમની નજર આગળ લાખોબંધ આદમીઓ જોતાં જોતાંમાં ચાલ્યા ગયા અને જાયછે, તેમ આપણે પણ જવુંછે. આપણા મિત્રો અને સગાં વહાલાં ગયાં અને આપણે પણ જવુંછે. જેઓ આળસુ ને મૂર્ખ હતા તે, અને જેઓ મેહેનતુ અને બુદ્ધિમાન હતા તેઓ સઘળા ગયા; માત્ર તેઓ પોતાની

પાછળ સારૂં કે નઠારૂં નામ રાખી ગયાછે. તેમ આપણે પણ જવુંછે, તો આપણે આપણી પાછળ આળસુની યાદીમાં અપજશવાળું નામ મુકી જઇએ તેના કરતાં જશવંત ઉદ્યોગીમાં આપણું નામ રાખી જઈએ, એવું કાંઇ કરવાનો વિચાર આપણે અવસ્ય કરવો જોઇએ. આજ નહિ કાલે થશે; એમ બોલનારને શું માલમ નથી કે કાલનો કોને ભરોંસો છે? કાલ સુધીમાં તો કાળ કોણ જાણે કેટલાકનાંએ ગળાં પકડશે! અને તેટલામાં આપણેજ કદાપિ આવ્યા તો કાલે શું કરીશું! કાલે તો જવાબ દેવા જગત્કર્ત્તાની હજુર જવું પડશે ત્યાં શો જવાબ આપીશું? બીજી રીતે જુવો કે કાલ કાલ કરતાં એવી કેટલી કાલો ગઇ? આપણી જીંદગીમાંથી એટલી કાલ ઓછી થાયછે કે વધેછે? "મા જાણે દીકરો મોટો થાયછે ને કાળ જાણે આયુષ્ય ઘટેછે" એ પ્રમાણે જેટલા દિવસ આપણે એ રીતે નકામા કહાડીશું, તેટલા દિવસ આપણા આવરદામાંથી ઘટશે કે વધશે? માટે આપણને જરૂર છે કે કાલકાલ કરતાં નકામો વખત ખોવો નહિ. જે કામ આજે થતું હોય તે કાલ ઉપર ન રાખવું. વખત એ ઘણો ઉપયોગી ને કિમતી છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે "વખત બચાવ્યો એટલે પૈસા કમાયાની બરાબર છે." અને તે ખરૂં છે. માટે પરદેશની અને આ દેશની સ્ત્રીઓ વખતનો કેવો ઉપયોગ કરેછે અને આ દેશની સ્ત્રીઓએ વખતનો કેવો ઉપયોગ કરવો, એ તપાસીએ.

આ દેશની ઘણીખરી સ્ત્રીઓ—ભાગ્યેજ કોઇ બાદ જાય—પોતાનો રાંધવા જમવાનો, જરૂરીઆત ઘર ધંધાનો અને રાત્રે સૂવા સિવાયનો બાકીનો બધો વખત પોતાની સખીઓ સાથે નકામી કુથલી કરવામાં, લોકોની

કે બીજી બૈરીઓની નિંદા કરવામાં, આળસમાં કે ઊંઘવામાં, સાસુ કે વહુ અગર ઘરમાં બીજાં સાથે લઢવામાં, નાતમાં રોવા કૂટવા જવામાં, ભૂતપ્રેતની કે ડાકણ શાકણની વાતો કરવામાં, ઇત્યાદિ બાબતોમાં પોતાનો અમૂલ્ય વખત ગુમાવેછે. કેટલીક માત્ર વખતના કેટલાક ભાગનો કાંઇક ઉપયોગ કરેછે. પોતાનાં છોકરાંને નવરાવવા ધોવરાવવામાં, માથું ચોળવા ઓળવામાં, લૂગડાં ફાટયાં તુટયાં સાંધવામાં કે સીવવામાં ગાળેછે. પણ તેઓ ભાગ્યેજ ઇશ્વરની ખરી ભક્તિ કરતી હોય. તેઓમાંની એકે એકાંતમાં બેસી પોતાના ગુનાની માફી તે મહાપિતાની પાસે માગતી નથી. તેઓ પોતાનું ને પોતાની જાત બેનોનું સારૂં કેમ થાય તે વિષે વિચાર કરતી નથી. તેઓ નવરાશમાં સારાં પુસ્તકો વાંચતી નથી. તેઓ પોતાની સખીઓ સાથે, પોતાનું સારૂં થવાનો અને પોતાની બેનોનું કલ્યાણ કરવાનો વિચાર કરતી નથી. ઘરમાં કેમ બંદોબસ્ત રાખવો, ધણીને કેમ ખુશી કરવો. સગાં વહાલાં અને ઘરનાં સર્વે સાથે કેમ વરતવું તથા કેમ ખુશી કરવાં, છોકરાંને કેવી રીતે કેળવવાં, ઉપદેશ કેમ કરવો, ઇત્યાદિ બાબતો વિશે તેઓ ભાગ્યે વિચાર કરતી હોય.

તેણે સવારમાં હમેશાં વેહેલાં ઉઠી દાતણપાણી કરી ઇશ્વરભક્તિ કરવી, ઘરને વાળીઝાડી સાફ કરવું. પછી પોતે માથું ઓળી નાહીધોઈ પોતાનાં છોકરાંને નવડાવી સાફ કરવાં. આઠ દસ દહાડે વાળ ચોળવા. છોડીના વાળ નિત્ય હોળવા, ને પોતાનાએ નિત્ય હોળવા, માથામાં જુઓ પડવા ન દેવી, હમેશાં વખતસર રસોઇ કરવી, પોતાના સ્વામીને બહાર જવાના વખત પેહેલાં ને બહાર ગયા હોય તો તેના આવતા અગાઉ રસોઇ પાણી તૈયાર રાખી તેની રાહા જોવી, એ આવે

કે પાણી સાબુ ઇત્યાદિ નહાવાને આપવું. પછી સઘળાંએ જમવું. જમતાં જમતાં ગમત થાય તેવી હાસ્ય વિનોદની વાતો કરવી. હાસ્ય વિનોદમાં જમેલું અન્ન જલ્દી પચી જાયછે. ઘરમાં ચાકર રાખવાની શકિત ન હોય તો બધું કામ હાથેં કરવું. એઠવાડો કહાડી વાસણકુસણ અજવાળી પોને ઘરકામથી પરવારી થોડી વાર ઇશ્વરભક્તિ કરવી. તે પછી પોતાનાં છોકરાંનાં કે પોતાના સ્વામીનાં ને પોતાનાં કપડાં વગેરે સાફ કરવાનાં ને સાંધવાનાં હોય તે સાંધી, સીવી, ધોઈને સાફ કરવાં. તેમ કરતાં નવરાશ મળે તો પોતાને ગુંથતાં ભરતાં કે બીજો કોઇ ઉપયોગી હુન્નર આવડતો હોય તો તેમ કરવું. તે ન આવડતું હોય તો તે પોતાની હોશિયાર સહીએર પાસે શીખી લેઇ તેમ કરવું. કેટલોક વખત ઉપયોગી રસિક ને સુનીતિના ગ્રંથ વાંચવામાં ગાળવો. કોઇકોઇ વાર સ્નેહીઓને મળવાજવું, સંધ્યાકાળ થાય કે રસોઇની તૈયારી કરવી. સ્વામી થાકીને આવે તેને ગમત મળે તે સારૂ અગાઉથી વિચાર કરી પેરવી કરવી. વાળુ કરતાં કે સવારે જમતાં છોકરાંને અને પોતાને ઉપયોગી જ્ઞાન મળે અને ગમત થાય એવી વાતચીત કરવી. નવરાશમાં કે કોઇ પ્રસંગે વેહેમી કે અવગુણ મળે એવી વાતો ન કરવી. વાળુ કરી પરવાર્યા પછી છોકરાંને સુવાડવાં. સવારે ઊઠે કે તેમની આંખો નિત્ય ટાઢે કે ઉને પાણીએ ધોવી. ને ચીપડા કાઢી સાફ કરવી. જો તેગને કાંઇ પાઠ આપવાનો હોય તો તે આપવો. પોતાને કાંઇ જ્ઞાન લેવું હોય તો તે સ્વામી પાસેથી લેવું. ધણીની આગળ વર્તમાનપત્ર કે ચોપાનીઆં વાંચવાં કે રીજે તેવું ગાવું ને આનંદમાં રહેવું. લડાઈ ટંટાની કે તેને દિલગીરી કે શોચ થાય એવી વાતો ન કરવી. હમેશાં સુતા અગાઉ ઇશ્વરભક્તિ કરવી.

જેઓ ધનવંતની સ્ત્રીઓ છે, જેઓ ચાકર અને રસોઇઓ રાખી શકે એવા ધણીની સ્ત્રીઓ છે તેઓએ પણ એજ પ્રમાણે ચાકરનું ને રસોઇઆનું કામ કરવું એમ કહેવાની મારી બિલકુલ મતલબ નથી. તેમણે પોતે જાતે દાતણપાણી કરી, મસ્તકના કેશ સમારી પરવાર્યા પછી નાહી ધોઈ પોતાનાં છોકરાં નવડાવી ધોવડાવી ઇશ્વરભક્તિ કરવી. રસોઇઆ ઉપર રસોઇની તથા ચાકર ઉપર ઘરના કામ કાજની અને સરસામાનની ગોઠવણીની તજવીજ રાખવી. ઘરને બરાબર વળાવીઝુડાવી લીપીગુંપી સાફ રાખે તેની તજવીજ રાખવી. સ્ત્રીઓના બેદરકારપણાથી ઘણા ચાકરો ઘર તથા સામાન વગેરે બરાબર સાફ રાખતા નથી, પાણી બે ત્રણવાર ગળતા નથી, સરસામાનની ઉપર નીચેથી, ભીંતેથી, બારી બારણાંપર વગેરેથી પૂંજો કહાડતા નથી, આંગણાં ને પાણીઆરાં સાફ કરતાં નથી, લૂગડાં લત્તાં ધોઇ સારાં કરતા નથી, સામાન સાચવતા નથી, દાણોદુણી ચોરી જાયછે, મગાવેલો માલ તપાસ કરીને સારો લાવતા નથી, અંદરખાનેથી એ તથા રસોઇઓ ઘીમસાલો વગેરે મારીખાયછે, ઘરમાંથી સરસામાન ચોરેછે, છોકરાંને કુચાલ્ર શીખવેછે. વગેરે. તે પ્રમાણે ન થાય માટે ઘરધણીઆણીએ તેની તપાસ સારી પેઠે રાખવી જોઇએ છીએ. એ તેણીનુંજ કામ છે. પોતે નવરાશના વખતમાં વેહેમી ગપોના સપાટા માર્યાને ને પરનિંદા કર્યાને બદલે ઇશ્વરભક્તિ કરવી, ભરત ભરવું, અભ્યાસ કરવો, સારાં નીતિનાં ને વિદ્યાનાં પુસ્તકો વાંચવાં, છોકરાંની કેળવણી ઉપર તપાસ રાખવી, ઘરખરચની તજવીજ રાખવી, પોતાના સ્વામીને રાજી કરવાના ઉપાયો યોજવા, ઇત્યાદિ કરવામાં વખત ગાળવો. સ્વામીની આગળ નકામી ફરીઆદોને બદલે તે

રાજી થાય તેવી વાતો કરવી. કોઇ કોઇ પોતાની કેળવાએલી બેનપણીઓ સાથે મળીને દેશમાં સુધારો થાય તેવી વાતો ને ઉપાય કરવા. કન્યાશાળામાં જઇ પરીક્ષા લેઇ તેમને ઉત્તેજન આપવું. પોતાના શરીરને કસરત મળે ને દેશને લાભ થાય, પોતાની જાતિબેનો સારી થાય તેને માટે ફરવું, સ્ત્રીમંડળીઓ સ્થાપવી, ભાષણ કરવાં, ઇત્યાદિ કામો તવંગરની સ્ત્રીઓને કરવાનાંછે. તેમણે ગરીબની બરદાસ લેવી, તથા સુનીતિ ને સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપવું.

જેઓ શેઠાણીઓ અને સાધારણ વર્ગની સ્ત્રીઓ છે તેમને માટે કહ્યા પછી હવે હલકા વર્ગની સ્ત્રીઓએ શું શું કરવું તે વિશે વિચાર કરીએ. તેમણે પણ સવારના પહોરમાં વેહલાં ઉઠી દળવું, પાણીછાણી વગેરે કરવાનું હોય તે કરી, દાતણપાણીથી પરવારી, માથાના વાળ સમારવા પછી નાહીને ઇશ્વરભક્તિ કરી, છોડીઓના કેશ સમારી, છોકરાંને નવડાવી ધોવડાવી રસોઇથી પરવારી, સ્વામી, પોતે અને છોકરાંના જમ્યાં પછી એઠવાડ કહાડી પૂંજો કહાડી લોટા અજવાળી પાછળ કહ્યા પ્રમાણે પછી ઘરનો સામાન તથા લૂગડાં લત્તાં સાફ કરવાં. ફાટાંતુટાં સાંધી સારાં કરવાં. ધણી ઘેર બેસી કામ કરતો હોય જેમકે દરજી, મોચી, લુહાર, કુભાર, ઘાંચી, સોની, સાળવી, જડીઆ ઇત્યાદિ તેમની બૈરીઓએ તેમને મદદ થઈ શકે માટે દરરોજ સુરત રાખી તથા શીખવાની ચાનક રાખી તે કામ અથવા પોતાનાથી થઈ શકે તેવું શીખી લેઈ પોતાના ધણીને તેના કામમાં મદદ આપવી. ધણી બહાર જઈ કામ કરતો હોય તો પોતાનાથી મદદ થઇ શકે તેવાં કામ શીખી લેઇ ઘેર બેઠાં તે કામ તે આવતાં અગાઉ તૈયાર કરી રાખવાં. ધણી જોડે થોડો કાળ વાંચવું. મજુર

હોય તો પોતે કોઇ ધંધો શીખી પૈસા કમાઇને અથવા પોતે જલદીથી પરવારી મજુરી કરીને તેને તેના કામમાં મદદ આપવી. જેઓ વિદ્વાનોની સ્ત્રીઓ છે તેમને મૂર્ખ રહેવા જેવું શરમ ભરેલું બીજું કાંઇ નથી. તેમણે પોતે અભ્યાસ ન કર્યો હોય તો પોતાના પતિની નવરાશના વખતમાં થોડો વખત શીખા લેઈ ઘણી મહેનતથી અભ્યાસ કરવો જોઇએ. સારાં સારાં વર્ત્તમાનપત્ર, ચોપડીઓ ને ચોપાનીઆં વાંચી જ્ઞાનમાં વધારો કરી, પોતાના સ્વામીને લખવામાં, વાંચવામાં, વિચાર કરવામાં કે કાંઇ જાહેરકામ કરવામાં પોતાનાથી બને તેટલી મદદ અને ઉત્તેજન આપવું જોઇએ. મતલબ કે જેનો સ્વામી જેવો હોય તેણે તેને યોગ્ય થઈ પોતાના કામથી પરવારી તેને પોતાનાથી બનતી મદદ કરવી જોઇએ.

આપણી સ્ત્રીઓની માફક સુધરેલા દેશની ઘણીક સુધરેલી સ્ત્રીઓ પોતાના વખતને નકામો જવા દેતી નથી. તેઓ વખતની બૂજ જાણેછે. તેનો કેમ ઉપયોગ કરવો તે તેમને તેમનાં માબાપોએ શીખવેલું હોવાથી માલમ હોયછે. તેઓ બાળકોને સુધારવા પાછળ, સગાંને અને ધણીને રાજી રાખવા પાછળ, પોતાની જાતિ બેનોનું સારૂં થવા પાછળ, પોતાનો વખત ગાળેછે. પોતાના જેવી પોતાની બીજી સખીઓને એકઠી કરી સભા ભરેછે અને સ્વદેશની તથા વિદેશની સ્ત્રીઓની હાલત જાણવાના તથા તેમની હાલત સુધારવાના ઉપાયો શોધેછે; અને તે પ્રમાણે કરવાને પોતાનાથી બનતો પ્રયત્ન કરેછે. ઘેર પણ નીતિનાં પુસ્તકો વાંચવાં, ઇશ્વરભક્તિ કરવી, શીવવું, ગુંથવું ને ભરવું, તથા ગાવું એમાં વખત ગાળેછે. તેઓ પરનિંદા કે વેહેમની વાતો કરતી નથી. વળી કેટલીક ઉંચા પ્રકારની

વિદ્યાઓ તેઓ શીખેછે. મોટી સભાઓમાં મોટાં મોટાં ભાષણ આપેછે, ઈત્યાદિ અમેરિકાના યુનૈટેડસ્ટેટ્સ (સ્વતંત્ર સંસ્થાન)ની સ્ત્રીઓ બીજા દેશો કરતાં વધારે આગળ પડેલીછે. તેઓ ડાકટરી કામ શીખીને પરીક્ષા આપે છે, સંસારિક સ્થિતિ સુધારવાને મોટી સભાઓમાં ભાષણ કરેછે, પોતાના ડુબેલા હકો તથા સ્થિતિ તાજી કરવાને જેમ બને તેમ આગળ પડેછે, પરદેશોમાં મુસાફરી કરેછે, અને ત્યાંની સ્ત્રીઓની હાલત કેવી છે, તથા કેવી રીતે કરવાથી સુધરે તેની તપાસ ને વિચાર કરી યોજના કરેછે. તેમણે ત્યાં દેશે દેશની સ્ત્રીઓની હાલત વિષે તપાસ કરવાને "ઈન્ટરનેશનલ વીમેન્સલીગ" એ નામની સભા સ્થાપેલીછે, તેની મારફત પરદેશોમાં કાગળો લખી તથા માણસોને મોકલી ત્યાંની સ્ત્રીઓની હાલત જાણવાને તથા તે સુધારવાને પ્રયત્ન કરેછે. ગ્રીસની સ્ત્રીઓ—સ્પાર્ટાની સ્ત્રીઓનો પ્રાચીન ઇતિહાસ અને હાલનો ઇતિહાસ સરખાવતાં દયા ઉપજાવવા જોગ ફેરફાર થઇ ગયોછે. અને ખરેજ સ્વતંત્ર સંસ્થાનની સ્ત્રીઓએ તેમની દયા ખાઇ તેમની હાલત સુધારવા માટે ભલામણ અને સૂચનાઓ કરી હતી. એજ સંસ્થાનની સ્ત્રીઓએ—ઉપર કહેલી સભાના મેમ્બરોએ આપણો મુંબાઇનો પ્રખ્યાત કાવસજી મેહેરવાનજી સરાફ અમેરિકા ગયો ત્યારે તેની મુલાકાત લીધી હતી, તથા તેની મારફત આપણા દેશની સ્ત્રીઓની હાલત જાણી લીધી હતી. એટલુંજ નહિ પણ તે હાલત સુધારવાને આપણા દેશમાં શાશા ઉપાય લેવાયાછે અને લેવાયછે તે સંબંધી માહીતગાર થવા સારૂ કાગળ પત્ર લખવાને એજ શખ્સને તેમનો હિંદુસ્થાનનો આડતીઓ ઠરાવ્યોછે. આહા! તેઓ આપણાથી કેટલે દૂર છતાં કેટલી ઉત્કંઠા રાખે છે!

ધન્ય છે તેમને. મીસ. મેરી કાર્પેન્ટરનું નામ આપણે સઘળા જાણીએછીએ. તે ઇંગ્લંડની છે. એણે પોતાનું આયુષ્ય સ્ત્રી જાતની હાલત કેવી છે, તે તપાસવા પાછળ અને તે કેમ સુધરે તેના ઉપાયો યોજવામાં, તથા વિચાર કરવા પાછળ દેશે દેશ ફરીને ગુમાવ્યુંછે. એ પરોપકારી બાઇએ, એ બાબત પોતાના પૈસા ખરચવામાં અને પોતાના જેવી ઉત્સાહી સ્ત્રીઓને સમજાવી ફંડ કરી તે પૈસા ખરચવામાં કાંઇ મણા રાખી નથી. એ પરગજુ બાઈ આપણા દેશમાં પણ ચારવાર આપણી સ્ત્રીઓની હાલત જોવા આવી હતી. તથા આપણી સ્ત્રીઓની હાલત કેમ સુધરે તે વિશે વિચાર કરી કેળવણી વધવાની યોજના કરી, તે સારૂ સ્ત્રીશિક્ષકો જોઇએ તે તેને પ્રથમ જાણાયું. તેથી એ શિક્ષકો તૈયાર કરવા ફીમેલ નાર્મલ સ્કુલો સ્થાપવી એવી સરકારમાં ભલામણ કરી. એ નાર્મલ સ્કૂલોમાં અંગ્રેજ મડમ ઉપરી તરીકે જોઈએ, તે ઇંગ્લાંડથી મોકલવા એણે કબુલાત આપીને તે પ્રમાણે મોકલી. મુંબાઇ ઈલાકામાં પ્રથમ મુંબાઇ અને અમદાવાદમાં અને હાલમાં મુંબાઈ તુથ્યાથી પુના ને અમદાવાદમાં જે નાર્મલ સ્કૂલો થઈ છે, અને ધીરે ધીરે આપણી કન્યાશાળાઓમાં સ્ત્રીશિક્ષકોની ખોટ એ નાર્મલ સ્કૂલો પૂરી પાડશે, તેમાં એ પરોપકારી બાઇનો શ્રમ પણ ખરો. આપણા ઉપર મીસ મેરી કાર્પેન્ટરે મોટો ઉપકાર કર્યો છે. અને હજુ એ બાઈ જંપતી નથી. આપણી કન્યાશાળા અને નાર્મલ સ્કૂલો સારૂ ભરતનો અને બીજો સામાન તથા નમુના મોટું ખરચ કરી મોકલેછે. ઇંગ્લાંડમાં ભાષણો કરેછે, ચોપાન્યાં કહાડેછે, ઇત્યાદિ ઉદ્યોગમાં આપણી સ્ત્રીઓની હાલત સુધારવા પાછળ મંડી રહેછે. એ કુંવારી છે. ધન્ય છે એ પરોપકારી બાઇને.

આપણી સ્ત્રીઓ પોણોસો વરસની થઇ પરદેશમાં જાય, પારકી સ્ત્રીઓને માટે ગહેનત કરે, પૈસા ખરચે, દેશમાં ને પરદેશમાં ભાષણો કરે, પોતાના જેવી બીજી પોતાની પરગજુ સખીઓને તેમાં મદદ કરવા ઉશ્કેરે, અને ચોપાન્યાં કહાડે, એવો દહાડો ક્યારે આવશે? ઇશ્વર! તું મારા દેશમાં મીસમેરી કાર્પેન્ટર જેવી વિદ્વાન, પરોપકારી, ને પરાક્રમી સ્ત્રીઓ ક્યારે ઉત્પન્ન કરીશ !!

આપણી સ્ત્રીઓ સઘળી હમણાંજ યુનૈટેડ સ્ટેટ્સની સ્ત્રીઓ જેવી કે મીસમેરી કાર્પેન્ટર જેવી થઈ જાય એમ નથી. તેઓ પોતાનો વખત એમના જેવા ઉમદા કામો કરવા પાછળ ગાળે એવું હાલમાં બને તેમ નથી. તોપણ તે સઘળું નહિ તો થોડું પણ તેઓ કરી શકે ખરી. પોતાની મૂર્ખ સખીઓ સાથે ગપો માર્યાને બદલે, અથવા વહેમી વાતો કરવામાં ને નકામી કુથલી કે નિંદા કરવામાં વખત ગાળ્યાને બદલે, તેઓ પોતાની સમજુ સખીઓ સાથે મળીને કન્યાશાળામાં જઇ થોડી વાર બેસે, તેમને ઈનામ આપે, તેમને અભ્યાસ કરવાને ઉત્તેજન ને શીખામણ આપે, તેમને નીતિવાન, ડાહ્યાં, સમજુ ને પરગજુ થાય એવી શિખામણ આપે, સ્ત્રીઓની જાહેર નહિ તો ખાનગી બેઠકો કરેછે તેવી સભાઓ કરી બીજી અજ્ઞાન સ્ત્રીઓને શિખામણ મળે અને ઉતરતી સ્ત્રીઓ પોતાના જેવી થાય એવાં ભાષણો આપી સમજાવે, ભરત, ગાયન આદિ મૂર્ખ સ્ત્રીઓને શિખવવામાં પોતાનો વખત ગાળે, તોપણ ઘણો ફાયદો થાય. આપણી સ્ત્રીઓ પોતાની મેળે મરદની મદદ વગર કાંઇ પણ કરી શકે એવું નથી. તેમને ઉશ્કેરણી જોઇએ છીએ. તેમને વારે વારે પ્રેરણા અને ટોકની જરૂર છે. તેમને જાહેરમાં (નિશાળ કે ખાનગી સભામાં) જવાની ને બોલ-

વાની હિમ્મતની જરૂર છે. આપણા મરદો તેમને એ પ્રમાણે સારાં કામો કરવાને ઉસ્કેરે, તેમ હિમ્મત અને ટેકો આપે તો ખસુસ આપણી સ્ત્રીઓ તેમની જાતિ બેનોને અને છેવટ આપણા દેશને ઘણો ફાયદો કરી શકે. આવાં આવાં નાનાં કામ આપણાં બઇરાં પ્રથમથીજ જો કરતાં થશે તો ધીરે ધીરે જે દેશમાં સરસ્વતી, લીલાવતિ, મનોહરી અને બીજી અગણિત સ્ત્રીઓ થઇ છે તે દેશમાં તેમને અને સ્વતંત્ર સંસ્થાનની સ્ત્રીઓને વિસારી દે એવી સ્ત્રીઓ ઉત્પન્ન થશે. માટે આપણા સમજુ મરદોએ પોતાની સ્ત્રીઓને તેમના લાયક પ્રથમ નાનાં નાનાં સારાં કામની શરૂઆત કરાવવી જોઇએ. તથા તેઓ પોતાની નવરાશનો વખત સારાં ઉપયોગી ને યોગ્ય કામો કરવામાં ગાળે તેવી તેમને શિખામણ આપી તે પ્રમાણે વર્તવાને ટેવ પાડવી જોઇએ. ભાઇઓ! સજ્જનો! સ્ત્રીઓને દાસત્વમાંથી મુક્ત કરો. તેમને લુંડી ટાળી પત્ની કરો. ઘરનાં કામધંધા સ્ત્રીઓ કરે ને બહારના પુરૂષ કરે એ યોગ્ય છે. પણ છાંડેલું ખાનાર ચાકરડી, બાપ કે ભાઇ લૂગડાં કરે તો પહેરે નહિતો રહે, ચીંથરે હાલ ને મેણાં ટુણાં ખાય, એવી દુરદશામાંથી કાઢી તેમને સારી હાલતમાં આણવા માટે તેમના સમજુ સ્વામીઓએ સાવચેતી ને સંભાળ રાખવી જોઇએ. મારી આર્યભૂમિની સમજુ માતાઓએ ઊંચ પદવી પામી તે પ્રમાણે ચાલવામાં ને કરવામાં કાંઇપણ આળસ કે વિલંબ કરવો નહિ જોઇએ, એજ મારી તેમને વિનંતિ છે.

## પરમેશ્વરની પ્રાર્થના કરવી.

આ દુનીઆના કર્ત્તા પાલનકર્ત્તા ને ભરણપોષણ કરનાર વિશ્વવ્યાપી,સર્વના પિતાની સર્વ પુરૂષોએ તથા સર્વ સ્ત્રીઓએ પ્રાર્થના કરવી એ પણ એક ઘણોજ અગત્યનો વિષય છે.

જે મહાપિતાએ આપણને ટુંકી મુદતના ઉંઘરૂપી મોતમાં-થી સહી સલામત ઊઠાડયા, તેનો સવારના પોહોરમાં ઉ-ઠીને ઉપકાર માનવો. જેણે આખો દિવસ આપણને આડે માર્ગે નહિ જવાને ચેતાવ્યા તેનો આભાર માનવો. તેની ચેતવણી ભૂલી જઇ અપરાધી થયાં હો તો ક્ષમા માગો. જેણે આપણી સંભાળ લઇને ભૂખે મરવા નહિ દીધાં, જે આપણો વખત નકામો જવા દીધો નહિ, તેને સૂતા પહેલાં સંભારવો તથા તેણે કરેલા ઉપકારનો પાડ માનવો. તેની આજ્ઞા વિરૂદ્ધ ચલાયું હોય તેની માફી માગવી, હવેથી તે પ્ર-માણે નહિ કરવાને અરજ કરવી, અને તેમ કરતાં અટ-કાવવાને આપણને પ્રેરણા કરે માટે તેના કાલાવાલા કરવા, એ શું આપણને નકામું છે? એ શું ઓછું અગત્યનું છે? તેમ કરવું એ શું દરેક સ્ત્રી પુરૂષનો ધર્મ નથી? સ્ત્રીઓએ તેમ કરવું એટલુંજ નહિ પણ તેમણે પોતાનાં બાળકોને પોતા-નો દાખલો આપવો, અને તેમ હમેશાં કરવાને તેમને ક-હેવું જોઇએ. એ રીતે કરવાથી તે મહાપિતાનો ડર આ-પણા મનમાં તાજો રહેછે, આપણે આડે અવળે માર્ગે ચા-લતા નથી, આપણાં છોકરાં આપણું જોઈને શીખેછે, ને તેમને પણ તેજ પ્રમાણે લાભ થાય છે. ટુંકામાં આપણ સર્વે નીતિને માર્ગે ચાલી નીતિવાન થઈએ છીએ. આપણે કોઈવાર પરમેશ્વરનો ગુનો અજાણતાં કરીએ અને ખરા અંતઃકરણથી આપણે તેની માફી માગીએ તથા ફરીને તે-મ નહિ કરવાની કબુલાત આપીએ તો તે આપણને મા-ફી આપેછે. પણ જો આપણે ફરીને તેજ પ્રમાણે કરીએ તો માફી આપતો નથી. માટે તેમ નહિ થવાને આપણે સાવચેત રહેવું જોઈએ. તે સારૂ આપણ સર્વનો ધર્મ છે કે આપણે સવારમાં ઊઠીને અને સાંજે સૂતા પહેલાં, એ રીતે

દરરોજ ઓછામાં ઓછી બે વખત તેની સ્તુતિ કરવી. તથા તે સિવાય દરેક પળે, દરેક કામ કરતાં તે મહાપિતાને પોતાની સમક્ષ સમજીને ચાલવું.

આપણી ઘણીખરી સ્ત્રીઓ "હાથમાં માળા ને પેટમાં લાળા" જેવું કરેછે. અને માળા ફેરવતી વખતે "બગભગતની પેડે" મનમાં કાંઇ વિચાર કરતી હોયછે. એ ભક્તિ કરી ના કહેવાય. એ રીતે કરવાથી પરમેશ્વર રાજી થતો નથી, એતો લોકોને ઠગવાના ઉપયો છે. પોતે નીતિવાન અને ભક્તિવાન છે એવું લોકોને બતાવી છેતરવાનું છે. પણ તે મૂર્ખ માણસોનેજ છેતરવાની રીત છે. જ્ઞાની તો સમજેછેજ. તેમજ જગત્પિતા પણ તમારી એ યુક્તિથી છેતરાવાનો નથી. તે તો માળા ફેરવતાં કે પૂજા કરતાં તમારા હૃદયમાં તમે શું યોજો છો, તે પણ જાણેછે. જેને તમે રાજી કરવાને એવી યુક્તિ કરોછો, તે તો તમારી એવી કૂડી ભક્તિની રીતથી ઉલટો નાખુશ થાયછે. કેટલીક સ્ત્રીઓ ભક્તિ કરવાને બાને મંદીરમાં દર્શન કરવા માટે જાયછે ને ત્યાં મહારાજો સાથે કે બીજા લોકોની સાથે જારકર્મ કરી પોતાની બૂરી મતલબ પાર પાડેછે, તેનું નામ ભક્તિ ન કહેવાય. એ રીતે કરી તમે તે મહાપિતાનો મહા કોપ તમારે માથે ખેંચી લોછો. માટે એવી ઉપર ઉપરની બતાવણની ભક્તિ અથવા પોતાની બૂરી મતલબ સાધવાની ભક્તિ કરવાને બદલે, ખરા અંતઃકરણથી ખરી ભક્તિ કરો, નીતિને માર્ગે ચાલો અને પોતાના ગુનાની માફી તેની પાસે નમ્રતાથી માગો. તથા તેવો ગુનો ફરીને નહિ કરવાને સાવચેત રહો કે તે મહાપિતા તમારા ઉપર ખુશી થાય અને મુવા પછી તમને મોક્ષ આપે.

આજના વખતની આપણી ભકતાણીઓને મંદિરમાં દ-

ર્શન કરવાને નહિ જવા સારૂ કહીશું તો તેઓ માનવાની નથી. એવી અજ્ઞાન ભક્તાણીઓને દુરાચરણને રસ્તે ચાલતાં અટકાવવાનો ઉપાય માત્ર એ છે કે સમજુ મરદોએ તેમને અટકાવવી. દર્શનને બહાને થતાં કુકૅમ તેમના ધણીઓએજ અટકાવવાં. તેમની સમજુ સાહેલીઓએ તેમને શીખામણ દેવી.

અમદાવાદમાં જેવી મરદોની પ્રાર્થના સમાજ છે, તેવીજ ત્યાં સમજુ પુરૂષોએ સ્ત્રીઓને માટે પ્રાર્થના સમાજ કરેલી છે. મરદોની ઇશ્વર ઉપર અચળ પ્રીતિ થવા અમદાવાદમાં તે નિરંજન નિરાકાર દેવની પ્રાર્થના કરવાને મંદિર બાંધેલું છે, ત્યાંજ એ અનાદિ દેવની પ્રાર્થના કરવા સ્ત્રીઓ પણ મળે છે. જેમ મરદોને આડે મારગે જતાં અટકાવવાનો અને તે પ્રભુનો ડર રખાવવાનો એ સારો રસ્તો છે તેમજ સ્ત્રીઓને પણ છે. આવી પ્રાર્થનાસમાજો આપણાં દુરાચારી મંદિરોને બદલે થાય તો આપણી સ્ત્રીઓ ખચીત દુરાચારી થતાં અટકે અને કર્ત્તાનો ભય રાખી ચાલે.

**સહીઅરો કેવી જોઇએ તથા તેમની સાથે નવરાશનો વખત કેમ ગાળવો.**—આ ઘેરથી આ ઘેર અને આ સખીની પાસેથી આ સખીની પાસે કે આડોસી-પાડોસી પાસે નવરાશના વખતમાં જવું, ગપો મારવી, પોતાના જેવી વહેમી સાહેલીઓ પાસે વાતો કરવી, ફ્લાણી તો ભૂત થઇ ને ફલાણી કુવા ઉપર બેશી રહેછે; ફલાણા ચકલામાં ફલાણી ફલાણી ગીતો ગાયછે; ફલાણો તો સાપ થયોછે તે ફ્લાણીને કરડીને બોલે છે; ફ્લાણીના ઘરમાં તો ભૂત છોકરાં રમાડે છે, ને ફલાણાના ઘરમાં તો ભૂત ફલાણીની છાતી ઉપર ચઢી બેસેછે; બેન સામકોર તો આવી અને પ્રેમકોર તો આવી; બળ્યું હવે લાડકોરનું તો નામજ જવા

હેની બેન. આવી આવી વાતો કરી વખત નકામો ગાળવો અને વખતે લઢી પડવું; જો ગાવું હોય તો અનીતિનાં ગીત ગાવાં. બિભત્સ બોલવું, ભૂંડી વાતો કરવી, આ તેમની નવરાશના વખતનો ઉપયોગ!! સંગત એવી ન કરવી જોઇએ કે તે અનીતિવાન કે વહેમી હોય. અનીતિ કે વહેમની વાતો કરે, અને અજ્ઞાનીની પેઠે ભેગાં થઇ લઢાઇઓ કરે એવાનો તો સંગજ કરવો નહિ જોઇએ. સોબતમાં તેવું કોઇ હોય તો આપણે તેને સુધારવી કે ન સુધરે તો તેની સોબત તજવી. ડાહ્યાની સોબત કરી રૂડી નીતિની ને સદ્‌ગુણની વાતો કરવી. નીતિની ને ઈશ્વર ભક્તિની ( પ્રેમની—શૃંગાર રસની નહિ. ) ગરબીઓ કે કાવ્ય ગાવી, પોતાની ને તેમની હાલત કેમ સુધરે તથા તે સારૂ શા શા ઉપાયો કરવા જોઇએ તે શોધવા, દેશ પરદેશના સમાચાર વિશે કે પુસ્તકો વિશે વાતો કરવી, ઘરનાં અને બીજાં સગાં વહાલાં રાજી કેમ રહે તેનો વિચાર કરવો, કોઇ નવિન જાતની વિદ્યા, ગાયન, ભરત, ઇત્યાદિ પોતાને આવડતું હોય તો તેમને શીખવવું, અથવા તેમને આવડતું હોય તો આપણે શીખી લેવું. કોઇ પરોપકારના કે ભલાના કામમાં મદદ કરવાના વિચાર કરવા. રોવા કુટવાનો, નાતો જમાડવાનો, કુળ રૂપી કુવામાં પડવાનો (લગ્ન સંબંધી) બાળલગ્ન કરવાનો, વિધવા વિવાહ નહિ કરવા દેવાનો, વગેરે જે બૂરા ચાલોએ આપણા દેશને ખરાબ કરી નાંખ્યોછે, તે ચાલોનો નાશ કરવાને આગેવાની કરવાને ઉત્સાહી થવું. સ્ત્રીકેળવણીમાં મદદ કરવી, કન્યાશાળા જઇને તપાસવી, તેમને ઇનામ, શિખામણ વગેરે આપી ઉત્તેજન આપવું, એવું શાણી સાહેલીઓનું કામ છે. વરો કરવાનો ધારો બંધ કરવાથી બચેલા રૂપીઆ ખરા પુ-

ન્યના કામમાં વાપરવાને મહેનત કરવી એ સરખી ને શાણી સાહેલીઓનું કામ છે. સ્ત્રીઓની હાલત સુધારવાને ઉપાયો શોધવા સારૂ સભાઓ કરવી અને ભાષણો આપવાં એ સાહેલીઓનું કામ છે. તથા સમજુ સ્ત્રીઓએ એવીજ સાહેલી કરવી જોઇએ. અને નવરાશનો વખત એવાંજ કામ કરવામાં ગાળવો જોઇએ.

પોતાના ઘરમાં પણ નવરાશના વખતમાં ઘણું કામ કરવાનું હોયછે. બાળકોની માવજત કરવી એ તેમનું મુખ્ય કામ છે. ઘરમાં સર્વ વ્યવસ્થા કર્યા પછી, બાળકોને નવરાવી ધોવરાવી, ઓળી ચોળી સાફ કર્યા પછી ઘરમાં વાળીઝાડી રાચરચીલું સાફ કરીને ગોઠવ્યા પછી (ચાકર હોય તો તે સઘળું કરાવ્યા પછી), ઈશ્વરની ભક્તિ કરી પરવાર્યા પછી નવરાશના વખતમાં પોતાનાં નાનાં બાળકોને પોતાની પાસે બેસાડી નીતિની વાતો કહેવી, પોતાની સાથે હમેશાં ઈશ્વરભક્તિ કરાવવી કે તેઓ પણ નાનપણમાંથીજ ઈશ્વરનો ડર રાખતાં ને નીતિને રસ્તે ચાલતાં શીખે. તે પછી તેમને ભણાવવાં. દરેક વાતમાં દરેક વખતે બાળકને જ્ઞાન ને ઉપદેશ મળે તેમ કરવું. જમતી વખતે પણ તેમને રમુજ પડે ને જ્ઞાન મળે, એવી વાતો કરવી. રમતી વખતે ફરતાં હરતાં કુચાલે ચાલતાં, જૂઠું બોલતાં અને નઠારે રસ્તે ચાલતાં જુવો તો તુરત તેમને અટકાવો. તેમને ફરી ફરીને ટોકો ને અટકાવો તથા સુમાર્ગે ચાલતાં શીખવો. તેમને તેમના ગજા પ્રમાણે દરરોજ જ્ઞાન આપો. તેઓ પરોપકારી ને સદ્‌ગુણી થાય, તમારા નામને અને કુળને દીપાવનાર થાય તેવાં નીવડે, એવો ઉપદેશ કરે તેઓ સ્વાર્થી અને મતલબીઆં બાયલાં ને પરતંત્ર, જૂઠાં ને નામબોળું ન થતાં પરોપકારી ને પરગજુ, હિમ્મતવાન

ને સ્વતંત્ર, પ્રમાણિક ને નામજાદાં થાય એવી પ્રેરણા કરો. બાકીના નવરાશના વખતમાં નીતિનાં, જ્ઞાનનાં ને ખરી ભક્તિનાં પુસ્તકો વાંચો, ભરત ભરો, સીવો, સાંધો અને બીજાં ઘર ઉપયોગી કામ કરો. તે કામથી પણ પરવારો તો વળી નવાં નવાં ન્યુસપેપરો વાંચો કે જેથી પરદેશની હાલત માલમ પડતી રહે; તથા તમારા જ્ઞાનમાં તાજો વધારો થતો રહે. ત્યાંની સ્ત્રીઓની હાલત અને ગુણ તપાસો. તેમના લેવા લાયક સદ્‌ગુણો હોય તે તમે લો, ને તજવા લાયક દુરગુણો હોય તે તજો. તેઓ જેમ સુધારામાં આગળ પગલાં ભરતી જાયછે, પોતાના સ્વામીને દરેક બાબતમાં બનતી મદદ આપવામાં પાછળ પડતી નથી, તેમ તમે તેના સદ્‌ગુણો ને હિમ્મત શીખો. તથા આપણા દેશનું કલ્યાણ થાય તેવું કાંઈ કરો. તમારી નવરાશનાં વખતનો યોગ્ય ઉપયોગ તમે એ રીતે કરતાં શીખો, એવી તમને સર્વને મારી વિનંતિ છે.

**રોવા કુટવાનો ચાલ.**—આ ચાલથી પણ આપણી સ્ત્રીઓનો ઘણો વખત નકામો જાયછે. કેટલીક મોટી નાતોમાં કે જેમાં દરરોજ ઘણુંકરીને એકાદ મોત થાય છે, તે નાતની સ્ત્રીઓને તો દરરોજ બે ચાર કલાક નકામા જાયછે. કેટલીક નાતોમાં તે કરતાં કાંઇ ઓછો વખત જાયછે. ટુંકામાં સરાસરી દરરોજ ઓછામાં ઓછો અરધો કલાક દરેક સ્ત્રીનો નકામો જાયછે, એમ ગણીએ તો, લગભગ આખા વરસમાં એક પખવાડીયું (રાત નહિ) તે સ્ત્રીનું નકામું જાયછે. એટલે જો કોઇ સ્ત્રી ૪૮ વરસ એ પ્રમાણે કરે તો તેમાં ઓછામાં ઓછા બે વરસ તો, તેના રોવા કુટવામાંજ જાય. એટલે તેની આખી જીંદગીનો ચોવીશમો ભાગ તો માત્ર રોવા કુટવામાંજ જાય! આ કેવું નુકસાન કર્તા છે. એટલો વ-

ખત કોઇ ઉપયોગી કામ કરવામાં વાપર્યો હોય તો કેવું સારૂં ! રોવા કુટવાના ચાલથી એ સિવાય પણ બીજા ઘણા ગેરફાયદા છે. કેટલીક ઉઘાડી છાતીએ ઉછળી ઉછળીને જોરભેર કુટતાં પોતાની છાતી ફાડી નાંખેછે, ને તેથી લોહી નીકળેછે. કુટવાની અસરથી કેટલીક ગર્ભવંતી સ્ત્રીના ગર્ભ પણ ગળી પડેછે. તેમજ એ ચાલ મન ઉપર અને તન ઉપર અસર કરી માણસને બિમાર કરેછે ને તેથી ઘણું નુકસાન થાયછે. ત્યારે વિચારો કે એ બૂરો ચાલ આપણને કેટલો હાનીકરતા છે? શાસ્ત્રમાં પણ રોવા કુટવાની મના છે. ( ગરૂડ પુરાણ જુઓ. ) વળી કુટવાથી મરનાર માણસ કાંઈ ફરીને જીવતો થતો નથી. જો જીવતો થતો હોય તો ભલે પથ્થર લેઇને છાતી કુટો! પણ તે પ્રમાણે કોઇવાર કોઇપણ જીવતો થયો નથી. તેમજ મરનારાને પણ કુટવાથી કાંઇ લાભ થતો નથી. ઉલટું ગરૂડ પુરાણમાં કહ્યા પ્રમાણે નુકસાન થાયછે. ત્યારે રોવું કુટવું, વખત નકામો ખોવો ને માંદા પડવું તથા મરનારાને ફાયદાને બદલે ઉલટું નુકસાન કરવું એ શા વાસ્તે? મરનારનાં પાસેનાં સગાંને ત્યાં જઈ ધીરજ આપવી એ તેમનાં સગાં વહાલાંનું કામ છે. પણ રડવાથી તો ઉલટી તેને વધારે અસર થાયછે. વળી રડવા આવનારી બધી કાંઇ તેની સગીઓ હોતી નથી; તેથી કેટલીકને તો રડવું પણ આવતું નથી; ત્યારે તે પોતાનું દુઃખ સંભારી ને રડેછે. ને કેટલીક તો બિલકુલ ઢોંગ કરેછે. કેટલીક બીજી કેવું કુટેછે તે જોવાને અને કેટલીક માત્ર રમુજની ખાતર આવેછે !! ત્યારે તેમ કરી નકામો વખત શા માટે ગાળવો? રોવા કુટવા આવનારી સ્ત્રીઓની નીતિ પણ તુટેછે. જેઓ ઘર ખુણે કે ઓઝલ પદડે રહેનારી હોયછે, તેઓ ઉઘાડે છોગે છાતી ઉઘાડી મુ-

કીને ફરેછે તે વખત તેમની લાજ ને શરમ કયાં જાય છે? છાતી ઉઘાડી મુકવામાં તેમની લાજ જતી નથી, અને છૂટાં ફરવામાં આબરૂ જાયછે !! એ કેવી વાત ! ઓઝલ પડદામાં રાખ્યાથી નીતિ સચવાયછે એમ કાંઈ નથી. તેમાં પણ અનીતિવાન સ્ત્રીઓ ઘણી હોયછે.

---

# प्रकरण १० मुं.

## સદ્‌ગુણો એ સ્ત્રીઓના શણગાર છે.

ઘરના સુખનો સઘળો આધાર સ્ત્રીના સદ્‌ગુણો ઉપર રહેલોછે. સ્ત્રીની શોભા ને ખૂબસુરતી પણ સદ્‌ગુણો ઉપર રહેલીછે. એ સદ્‌ગુણોજ તેના સ્વામીને આનંદ પમાડેછે, ને સુખી કરેછે. ઉપરથી ગમે તેવી ખૂબસુરત સ્ત્રી હોય, પણ જો તેનામાં સદ્‌ગુણો ન હોય તો તે સ્ત્રી તેના ઘરનાને આનંદ પમાડી શકતી નથી. તેના સ્વામીને તે દુઃખી કરેછે,તથા તેની ખૂબસુરતી, સદ્‌ગુણો વિના ઘરમાં કજીઆ કકાસનું મૂળ થાયછે. સદ્‌ગુણ રહિત સ્ત્રી તેનાં છોકરાંની સંભાળ રાખતી નથી, પરોણાની યોગ્ય બરદાસ લેતી નથી, મધુર વચન બોલતી નથી, ઘરનાં કોઇ ઉપર હેત પ્રીતિ રાખતી નથી, ગુસ્સાને પોતાના હૃદયમાં ઘર કરવા દેછે, સંપનું સુખ તે સમજતી નથી, એક પતિવ્રત્ત કે શીયળવ્રત્ત પાળતી નથી, તેના સ્વામીનો યોગ્ય સોબતી થતી નથી. ટુંકામાં સઘળી રીતે તે પોતાના દુઃખનું સાધન થઇ પડેછે. ઉપરથી બદસુરત હોય, તોપણ જો તે સદ્‌ગુણી હોય તો તે ખૂબસુરત પણ દુરગુણી સ્ત્રી કરતાં ઘરનાંને વધારે સુખનું સાધન થઇ પડેછે. તેની બદસુરતીને તેના સદ્‌ગુણો ઢાંકી નાંખેછે. સુઘડતાથી, ન-

શ્રતાથી, સભ્યતાથી, મધુર વચનથી, સંતોષ ને સંપથી, અંતઃકરણની હેત પ્રીતિ દર્શાવ્યાથી, ગુસ્સો તજવાથી, શીયળવ્રત્ત પાળવાથી, પરોણાની યોગ્ય બરદાશ લેવાથી, ને ઉદ્યોગીપણાથી, ઘરનાંને, પરોણાને, અને આડોસીપાડોસી તથા સગાંવહાલાંને તે સુખનું સાધન થઈ પડેછે. ઉપરથી દેખાવડા પણ કાળા,બળેલા ને ન ખવાય એવા ગરભવાળા ઇંદ્રવરણાના ફળને કોઇ લેતું નથી, કેમકે તે કાંઇ કામમાં આવતું નથી. જે તેના ગુણ જાણેછે તે તેને પહેલેથીજ તજેછે, ને નથી જાણતા તે હાથમાં લેઇ, જોઈને નાખી દેછે. પણ તેવાં ઉપરથી દેખાવડાં હોય કે નહિ પણ અંદરથી સ્વાદિષ્ટ એવાં મીઠાં ફળ ગમે તેવી હરકતો પડતાં છતાં પણ લેછે. તેજ પ્રમાણે સદ્ગુણ વિનાની દેખાવડી સ્ત્રી ઇંદ્રવરણાની માફક તેના ધણીને અને ઘરનાં સઘળાંને અકારી થઇ પડેછે. પણ સદ્ગુણવાળી, નહિ દેખાવડી સ્ત્રી તેના પતિને અને ઘરનાં સઘળાંને ચાહેછે ને તે સ્ત્રીને તેના ઘરનાં ચાહેછે. સ્ત્રીઓ સોનારૂપાનાં કે હીરા મોતીનાં ઘરેણાંને ઉપરનું બદન શોભાવવાને ઘણું ચાહેછે. તે સારૂ સ્વામી સાથે કજીઓ કંકાસ કરેછે, ખરચ કરાવેછે, પૈસા નકામા રોકી રખાવેછે, ને વખતે ધણી હઠ કરીને તેના ધણીની શક્તિ નહિ હોવાથી ઘરેણા સારૂ કરજના ખાડામાં નાંખેછે તથા તે દુઃખી કરેછે. એ દુઃખમાં પોતાને પણ ભાગ લેવોજ પડેછે, તેમજ કોઇ કોઇવાર તો તેજ ઘરેણાંને પાછાં અરધી કે તેથી પણ ઓછી કીમતે વેચવાની તેમને જરૂર પડેછે. ઘડેલા ઘાટ ભાગી નંખાવી બીજા કરાવેછે તેમાં સોનીનું કામ થાયછે. એવી હઠીલી ને મૂર્ખ સ્ત્રીઓ ઉપરના બદનની માફક અંતઃકરણને સદ્ગુણોના શણગારો વડે શોભાવવાને તેટલી મહેનત અને હઠ ક-

રે, તો ખચીત તેઓ તેને પોતાને, તેના સ્વામીને અને ઘરનાં સઘળાંને ઘણાં સુખી કરી શકે. માટે સમજુ સ્ત્રીઓએ તેમજ કરવું જોઇએ.

થોડું બોલવું, મોટાની મરજાદા રાખવી, ગુસ્સાને કબજે રાખવો, સઘળાં ઉપર હેત રાખવું, વેહેલાં ઉઠવું, મિતાહાર કરવો, શાંત સ્વભાવ રાખવો, ઉદ્યોગી થવું, મધુરવાણીથી બોલવું, વિવેકથી વરતવું, બીજાઓનું સારૂં ઇચ્છવું, પરોપકારી થવું, અદાવત ન રાખવી, નિંદા ન કરવી, પરોણાની આગતાસ્વાગતા કરવી, સભ્યતા રાખવી, શીઅળવ્રત પાળવું, ઇશ્વરભક્તિ કરવી તથા તેનાથી ડરીને ચાલવું એ વગેરે સ્ત્રીઓને અંતઃકરણના શણગારો છે. ×

ગુસ્સાને કબજે રાખવાથી, શાંતિ ને સંતોષ રાખવાથી તેના ધણીને તે સુખ આપી શકેછે. કાંઈ બોલવું ચાલવું થાય, અથવા દુઃખનો વખત આવે ત્યારે તે તેના સ્વામીને શાંત કરી શકેછે. તથા સંતોષથી તેને ધીરજ આપી તે દુઃખો ખમવાને તે શક્તિવાન કરે છે. ઉદ્યોગી હોવાથી તે ઘરના કામ કાજથી જલદી જલદી પરવારીને ધણીને મદદગાર થઈ શકે છે. મધુર વાણીથી કે ગાયન ગાઈને તેને

× સ્ત્રીએ કેવી રીતે ચાલવું તે વિશે મનુસ્મૃતિના ૫ મા અધ્યાયના ૧૫૮ માં શ્લોકમાં મનુ કહેછે કે

आसीता मरणात्क्षांता नियता ब्रह्मचारिणी
यो धर्म एक पत्नीनां कांक्षंती तमनुत्तमम् ॥

મતલબકે—સ્ત્રીએ મરતા સુધી પારકાનો કરેલો અવગુણ નહીં ગણકારતાં ક્ષમાવંત રહેવું, નિયમવ્રત પાળવું, સર્વ ઇંદ્રિયવિષય દૂર કરી સદાચરણના નિયમ પાળવા તથા જે સ્ત્રીઓ એકજ સ્વામીને સુખ દુઃખમાં વળગી રહેલીછે, તેમના જેવો ધર્મ પાળવો.

શાંત પાડી દુઃખ વીસરાવેછે. પ્રીતિથી અને દયાથી જેની સાથે તે વરતતી હતી, તેનાપ્યારને અને દયાને એ રીતે તે પાત્ર થાયછે, ત્યારે તેઓ એને યોગ્ય આશરો આપેછે. થોડું બોલવાથી અને મર્યાદશીળ હોવાથી આડોસી પાડોશી વગેરે સરવે તેનાં વખાણ કરેછે અને કીર્ત્તિ ગાયછે. શીઅળવૃત્ત પાળવાથી તેના સ્વામી ઉપર જેવી અચળ પ્રીતિ તેની હોવી જોઈએ તેવીજ હમેશ રહેછે, તેથી તેઓ અરસ્પરસ સંપથી ચાલીને સુખી થાયછે.

**શિયળવૃત્ત પાળવું.**—માણુસ માત્રને એ અગત્યનું છે, કે તેણે નીતિથી ચાલવું તેમજ સ્ત્રીઓને તે જરૂરનું છે. જેમ મરદનામાં તેમજ સ્ત્રીનાગાં પણ વ્યભિચારનો દોષ હોવો ન જોઈએ. સ્ત્રી પુરૂષનાં જ્યારે લગ્ન થાયછે, ત્યારે એક બીજા ઉપર અચળ પ્રીતિ રાખવાનું વચન લેવાયછે. તે પ્રમાણે જો સ્ત્રી પુરૂષ ઉપર અચળ પ્રીતિ ન રાખે, પરાયા પુરૂષ સાથે પ્રીતિ બાંધે, તો તેણે પોતાનું આપેલું વચન તોડયું કહેવાય. ઈશ્વરને હાજર જાણીને આપેલું વચન, જો બેમાંથી એક પણ તોડે, તો તેના ઉપર પરમેશ્વર ગુસ્સે થાયછે. મરદે સ્ત્રીનો હાથ ઝાલીને અગર સ્ત્રીએ પોતાનો હાથ મરદને આપીને, તેઓ એક બીજા ઉપર વચન વડે પ્રીતિ રાખવાને બંધાયાં છે. અથવા તેઓ અરસ્પરસ પોતાનું આપેલું દીલ તોડીને તેઓમાંનું એકપણ જો પરાયાને પોતાનું દીલ અર્પણ કરે—પછી ગમે તે કારણથી તો તે પરમેશ્વરનો મોટો ગુન્હેગાર ને ચોર થાયછે. વળી એજ પ્રમાણે માણુસો સંસારિક નિયમ તોડીને વર્તે, તો તેથી સંસારમાં પરણવાનું કારણ રહેતું નથી, તથા એ રીતે ચાલ્યાથી ધીરે ધીરે તેઓ જંગલી સ્થિતિમાં આવી જાયછે. ઈશ્વરી નિયમ પણ એવો છે કે, એક પુરૂષે એક

સ્ત્રી, ને એક સ્ત્રીએ એક પુરૂષ વરવો. એજ સારૂ તેણે આ દુનિઆમાં મરદ અને સ્ત્રીની સંખ્યા લગભગ બરાબર કરીછે. સ્ત્રી જો પોતાના પરણેલા મરદ ઉપર ખરી પ્રીતિ રાખતી નથી, તો મરદની પ્રીતિ તે સ્ત્રીના ઉપર પણ બરાબર રહેતી નથી, એ સ્વાભાવિક છે. જ્યારે એ પ્રમાણે થાય, ત્યારે તેમની સંસારિક સ્થિતિ ભ્રષ્ટ અને ધિક્કાર જોગ હાલતમાં આવી જાયછે. અને તેજ પ્રમાણે જો દેશના સઘળા લોકો ચાલે તો તે દેશની હાલત પણ તેવીજ થઇ જાયછે. તેઓને ઘરમાં બનતું નથી. હમેશાં કજીઆ થાયછે અને કોઇ દિવસ સુખ પામતાં નથી. વ્યભિચારીને બીજા માણસોની અને ઈશ્વરની ચોરી કરવી પડેછે, ને તેને કોઈ દિવસ નિરાંતે જંપીને ઊંઘ આવતી નથી. તેથી જે સુખ મેળવવાને તે ફાંફાં મારેછે, તે સુખ મળતું નથી.

આપણે ઘણીવાર જોઇએ છીએ કે, જે સ્ત્રીઓ પંડે ખરાબ હોયછે, તેમનાં બાળકપણ તેવાંજ ખરાબ નીકળેછે. તેઓ તેમનાં માબાપોનું જોઇને તેમનો દાખલો લેઈ નાનપણમાંથીજ વ્યભિચારી થઈ જાયછે. બાપનો દાખલો લેઈને દીકરો અને માનો દાખલો લેઇને તેની દીકરી, ઘણું કરીને જાર કર્મ કરતાં શીખેછે. અને એ રીતે આખું કુટુંબ વ્યભિચારી થાયછે, તેમની આબરૂ જાયછે, નિંદા થાય છે, તેઓ કંગાળ ને ગરીબ હાલતમાં આવી પડેછે, ને જ્યાં ત્યાં તેમના ઉપર ધિક્કાર ને ફીટકાર પડેછે. સૌથી વધારે આ જગત્નો પિતા તેમના ઉપર નારાજ ને ગુસ્સે થાયછે. એટલે વ્યભિચારીને આ દુનિઆમાં સુખ મળતું નથી, અને પર દુનિઆમાં પણ તે નર્કમાં પડેછે. માટે આપણી સઘળી સ્ત્રીઓનો અને મરદોનો ધર્મ છે કે, તેમણે વ્યભિચાર ન કરવો. શિયળવ્રત પાળવું એ સ્ત્રીઓનો

શણગાર છે. શિયળ પાળનારી સ્ત્રીનાંજ જ્યાં ત્યાં આ દુનિયાંમાં વખાણ થાયછે, અને પરદુનિયાંગાં પરમેશ્વર તેને અચળ સુખ આપેછે.

વ્યભિચાર કરવો એના જેવી ખરાબ વસ્તુ આ દુનિયાંમાં એકે નથી. વ્યભિચાર કરવા કરતાં તો ફળ, ફૂલ કે કંદમૂળ ખાઇને (આત્મ હત્યા કરીને) મરી જવું એ વધારે સારૂં છે એવું મનુસ્મૃતિના ૫ મા અધ્યાયના ૧૫૭ મા શ્લોકમાં મનુ કહેછે.

**कामंतु क्षपये देहं पुष्प मूल फलैःशुभैः**
**नतु नामापि गृहूणीयात्पत्यौप्रेतेपरस्यतु॥**

મતલબ કે—ફળ ફૂલ તથા કંદમૂળ ખાઇને પોતાનો દેહ ત્યાગ કરવો તેની હા, પરંતુ વ્યભિચાર બુદ્ધિથી પરપુરૂષનું નામ પણ ઉચ્ચારવું નહિ. એવી સ્ત્રી તે સતી જાણવી.

હે! મારી સ્વદેશની બેનો અને માતાઓ તમે એ ઉપરના શ્લોક ઉપરથી શીખામણ લો અને સદ્વિચાર કરી સદ્ગુણ ગ્રહણ કરો.

**વેહેમ તજવા.**—હિંદુ સ્ત્રીઓમાં જેટલા અને જેટલી જાતના વેહેમો છે, તેટલા અને તેટલી જાતના વેહેમો હું ધારૂંછું કે આ દુનિયાંના બીજા કોઈ ભાગમાં નહિ હોય. એ વેહેમોને લીધેજ આ દેશની ઘણી સ્ત્રીઓ ઘણીવાર વ્યભિચારી થઈ જાયછે, વેહેમને લીધેજ તેઓ અને તેમનાં વહાલાં બાળકો પ્રાણ ખુએ છે, અને વહેમને લીધેજ તેઓ ઘણીવાર દુઃખ વેઠેછે. આ બધા વહેમોનું કારણ તેમની મૂર્ખાઈ છે. તેઓ અજ્ઞાન હોવાથી તે વહેમો દૂર કરી શકતી નથી. શુકન મુહૂર્ત જોનાર અને જોવડાવનાર તે આપણી અજ્ઞાન સ્ત્રીઓ છે. તેઓને માલૂમ નથી કે, આપણે કોઇ કામ સારૂ પરદેશ જતા હોઈએ અને રસ્તામાં બિ-

લાડી આડી ઉતરે, તો તેને અને આપણા કામને શો સંબંધ છે? તેમને માલમ નથી કે કોઈ શુભ કામ શુભ ઈચ્છાથી ને આગ્રહથી કરવા માંડીએ તો તે પાર પડેછે. પછી તે સારા શુકન કે મૂહુર્તમાં કરો. તેઓને માલૂમ નથી કે ગ્રહોને આપણા કામ સાથે શો સંબંધ છેં? તથા આપણી પૃથ્વી જેવા તે પણ ગ્રહો છે. તો તે ગ્રહો આપણા કામને કોઈપણરીતે કેમ અસર કરી શકે? અખો કહેછેકે,—

## અષ્ટપદી.

શુક્ર કાણોને લૂલો શની, બૃહસ્પતિએ ખોઈ ભામિની;
મંગળ તો કહાવે ત્રિકોણ, બુધને તો પૂછેછે કોણ.
રવિ ભગતો ને શશિનો ખે, રાહુ ધડ વિનાનો રહે;
ગ્રહો બિચારા પરવશ ફરે, તે ગ્રહ અખાને શું કરે. ૧

એ પ્રમાણે ગ્રહો આપણને કાંઇ કરી શકતા નથી કે આપણા કામને કાંઈ અસર કરી શકવાના નથી. તો આપણે ગ્રહ, પનોતી, જોગણી, શુકન, મૂહુર્ત ફળ, જોશ ઇત્યાદિ શા માટે જોવડાવવાં. તથા ખોટા ગ્રહ હોય તો નકામો મનમાં વહેમ ઉત્પન્ન કરી, શા માટે દિલગિર ને દુઃખી થવું? "એક રાજાને એક જોશીએ રાજાના પૂછવાથી કહ્યું કે હવે આપને ત્રણ માસ જીવવાનું બાકી છે. રાજા આ સાંભળીને દિલગીર થઇ સુકાવા લાગ્યો. તપાસ કરતાં વજીરને તેનું કારણ જ્યારે માલૂમ પડ્યું, ત્યારે તેણે ચતુરાઇથી, રાજા સભા ભરીને બેઠો હતો તે વખતે તેજ જોશીને બોલાવીને પૂછ્યું કે, આપનો આવરદા કેટલા વરસનો છે? જોશીએ કહ્યું કે સાઠ વરસનો. વજીરે કહ્યું કે આપની ઉમ્મર કેટલા વરસની થઇ? જોશી બોલ્યો કે ત્રીસ વરસ થયાં ને હવે ત્રીસ વરસ જીવવાનાં બાકી રહ્યાં છે. વજીરે કહ્યું કે મહારાજ આપ ભૂલતા હશો. જોશી કહે કે નહિ,

ભૂલીએ કેમ? અમે તો અમારૂં આયુષ્ય જોઇને નક્કી કરી રાખ્યુંછે. જોશીને આ પ્રમાણે બોલતાં સાંભળીને વજીરે જોશીનું માથું ઉડાવી દીધું ને મારી નાખ્યો. રાજા વજીર ઉપર ગુસ્સે થઈને બોલ્યો કે તેં આ પ્રમાણે શા વાસ્તે કર્યું? વજીરે કહ્યું કે મહારાજા સાહેબ! એજ જોશી કહેતો હતો કે હજુ તો મારે બીજાં ત્રીશ વરસ જીવવું છે. પણ આપ જુવો છો કે એ ત્રીશ મિનીટ પણ પૂરો જીવ્યો નહિ; તો જે માણસ પોતાનો આવરદા નક્કી કરી શક્યો નહોતો, તેણે આપનો આવરદા શી રીતે નક્કી કર્યો હોય? માટે સાહેબ એ તો સૌ, એ લોકોનો ઢોંગ ને કમાઇખાવાના રસ્તા છે. આપ સાહેબ એ બાબતની દિલગીરી તજો ને બરાબર રાજ્યકારભાર ચલાવો. રાજા આથી શિખામણ લેઇ દિલગીરી છોડી રાજ્ય ચલાવવા લાગ્યો ને બીજી લાંબી મુદતસૂધી જીવ્યો. જો તે રાજાને આવો ચતુર વજીર મળ્યો ન હોત અને એણે આવી યુક્તિ કરી ન હોત તો એ રાજા ત્રણ માસની અંદર જરૂર, શોકથી મરી ગયો હોત. આ ઉપરથી વાંચનાર બાઇઓ શિખામણ લો, કે જે માણસ વહેમ રાખેછે તેનેજ વહેમ નડેછે. તે વહેમથી માંદા પડેછે, ને વખતે મરી જાયછે. માટે સઘળા વહેમ છોડો. ભૂત, પ્રેત, જાદુ, મંત્ર, ડાકેણ, શાકેણ, મૂઠ, નજરબંધી, નજર લાગવી, એ સઘળું ખોટું છે, અને માત્ર વહેમ રાખનારાજ વહેમાઈને મરેછે. મરદ કરતાં સ્ત્રીનું કાળજું પોચું હોવાથી એ વહેમોની અસર સ્ત્રીઓને જલદી થાયછે. હમેશાં સ્ત્રીઓને ભૂત, પ્રેત, ડાકણ, શાકણ, વગેરે વળગેછે, પણ મરદને વળગતાં નથી. જો કોઈ પોચા કાળજાનો મરદ હોય તો તેને કોઈવાર એવી અસર થાયછે ખરી. મતલબ કે કાચા હૈયાનાં માણસને ને સ્ત્રીને ભૂત વળગેછે. માટે સઘળી સ્ત્રીઓએ એ વહેમો તજવા ને

હૈયું કઠણ રાખવું. મનમાં બીવું કે દહેશત રાખવી નહિ. મનને ઢચુંપચું નહિ, પણ સ્થિર રાખો, તો હું ખચીત કહુંછું કે તમને કોઇવાર ભૂત પ્રેત વળગશે નહિ. કેમકે વહેમ વિના વહેમની અસર થતી નથી. વળી કેટલીક સ્ત્રીઓ તો કામ કરવા માટે, કે બીજાં કેટલાંક કારણથી પણ પોતાને જાણી જોઈને ભૂત વળગાડેછે. માટે ખરી વાતની તપાસ કરી તેના કારણનો નાશ કરવો, એટલે તેનું ભૂત જતું રહેશે. નજરબંધી કે નજર લાગવી એ પણ તેટલુંજ ખોટું છે. આપણે દેખતા હોઈએ તો આપણી નજરબાંધી શકાતી નથી. માત્ર આપણી નજર ચૂકવી શકાય ખરી. એ જાદુના વહેમ જવા સારૂ બેહેનો! તમે જાદુકપટ પ્રકાશની ચોપડીઓ વાંચો એટલે એ સંબંધી તમારા વહેમો ખોટાછે, તેની ખાતરી થશે. તમે સારી સ્ત્રીઓની—વહેમી નહિ એવી સ્ત્રીઓની—સોબત કરો, સારાં પુસ્તકો વાંચો, ને વખતે વખત તમારા સમજુ સ્વામી પાસે એ વિષે ખુલાસા માગતાં રહો, તો તમારા વહેમો નાશ પામશે. તમારાગાં એવા વહેમો હોવાથી તમારી વાતો સાંભળીને તમારાં બાળકો પણ વહેમી થઇ જાયછે. માટે તમે ખાતરી કરીને એ વહેમો છોડો, અને તમારા બાળકોના સાંભળતાં એવી વહેમ ભરેલી વાતો ન કરો. કેમકે નાનપણથી તેમના મનમાં પેઠેલા વહેમો જતા નથી અથવા એ વહેમો ખસતાં ઘણીવાર માંદાં પડેછે, માટે એવી વહેમી વાતો તેમની આગળ કોઇ દિવસ ન કરતાં ઉલટી તેમના વહેમો જાય એવી વાતો કરો, ને તેમને હિંમતવાન બનાવો. વહેમને બદલે બીજી ઉપદેશની વાતો કરો, કે જેથી તેગને કંઈ શીખામણ મળે, ને લાભ થાય.

કેટલીક સ્ત્રીઓ વશીકરણની વિદ્યા સારૂ એટલે પોતા-

ના ધણી સાથે બનતું નથી ત્યારે તેને વશ કરવા સારૂ, કે પોતાને છોકરાં થતાં નથી ત્યારે જંત્રમંત્રથી પોતાને છોકરાં થાય તે સારૂ કોઇ જોગીની, જતિની કે વેરાગીની સેવા કરેછે, ને ઘણીવાર તેથી તેઓ વ્યભિચારી થઇ જાયછે. તોંપણ તેમને ધારેલું ફળ મળતું નથી. ત્યારે તેઓ કર્મને માથે દોષ મૂકેછે. વશીકરણની વિદ્યા તે જાદુ મંત્રમાં નથી, પણ પતિવ્રત પાળવામાં ને શીયળવ્રત પાળવામાં છે. કેટલીક સ્ત્રીઓ પોતાનાં છોકરાં માંદાં પડેછે, ત્યારે તેમને નજર લાગી હશે, મૂઠ મારી હશે, કે બીજો કંઇ વળગાડ હશે, એમ જાણી જાદુ મંત્ર કરેછે, નજર બાંધેછે, ઉતાર મૂકેછે, બાધાઆખડી રાખેછે,—ઇત્યાદિ વહેમી ઉપાયો કરેછે, પણ તે રોગની વૈદ કે ડાક્તરની મારફ્ત તપાસ કરતી નથી અને ઓસડ આપતી નથી. એ રીતે દવા નહિ કરવાથી, તે વહેમી મા, પોતાના બાળકની હત્યારી થાયછે. માટે સર્વે સમજુ સ્ત્રીઓએ એવા સઘળી જાતના વહેમ તજી બાળક માંદું પડે તો કોઇ સારા વૈદની કે ડાક્તરની સલાહ લઈ, તાકીદે દવા કરવી, કે એ રીતે આપણી સ્ત્રીઓના અજ્ઞાનપણાથી હજારો બાળકોના પ્રાણ જતા બચે, ને વ્યભિચાર અટકે.

**વેહેલા ઉઠવું.**—વેહેલા ઉઠવાનો પણ સ્ત્રીઓનો સદ્ગુણ છે, તેથી સઘળાં કામ કરવાની ચંચળાઈ રહેછે. વેહેલાં ઉઠી ઘરને વાળી ઝુડી, દાતણ પાણી કરી, પોતે નાહી ધોઈ, છોકરાંને નવરાવી ધોવડાવી, તેમનું માથું ઓળી ચોળી, રસોઇ પાણી કરીને, તથા ઘરનાં બીજાં કામ કરીને તે વેહેલી નવરી થાયછે, એટલુંજ નહિ, પણ તે કામ કરવાની તેને ચંચળાઇ રહેછે. સઘળાં કામનો પાર તેને જલદી આવવાથી કોઈ કામ કરવામાં તેને ઉતાવળ કરવી પ-

ડતી નથી. કામ કરવામાં ઉતાવળ કરવી પડેછે, તેથી તે કામ બગડવાનો ઘણીવાર સંભવ રહેછે, પણ વેહેલાં ઉઠવાથી તેમ થતું નથી. સવારમાં જે વેહેલી ઉઠી પોતાનાં કામ વેહેલાં કરી રહેછે, તેને કોઇ કામમાં મોડું થતું નથી, અને સાંજે પણ પોતાનાં સઘળાં કામથી વેહેલી પ્રારક થાયછે. મોડી ઉઠનારી સ્ત્રીને સઘળાં કામમાં ઉતાવળ કરવી પડેછે, તેથી કેટલાંક કામ રહી જાયછે, કેટલાંક બગડેછે અને તે ગાભરી થઇ જાયછે. થાકીને આવેલા ધણીને મધુર વાણીથી ગાઇને, ખુશીની વાતો કરીને, અને હસમુખે મોઢે, મીઠે વચને રીઝવીને, તેને ગમત અને ચેન પમાડવાનો વેહેલી ઉઠનારી સ્ત્રીને વખત મળેછે. મોડી ઉઠનારીથી તેમ થઇ શકતું નથી. હમેશાં વેહેલાં ઉઠવાના માહાવરાથી તે સ્ત્રી ચંચળ થાયછે, એટલુંજ નહિ, પણ તેની તનદુરસ્તીમાં[1] પણ સુધારો ને ફાયદો થાયછે. આપણામાં કહેવતછે કે "રાતે વેહેલા જે સુઇ, વેહેલા ઉઠે વીર; બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર." આ ઉપરથી પણ આપણને ખુલ્લું માલમ પડે છે કે રાતે વેહેલા સૂવુંને સવારમાં વેહેલા ઉઠવું. વૈદક શાસ્ત્રમાં તપાસ કરીશું તો પણ સાધારણ નિયમ એવો નીકળશે કે દરેક માણસે ઓછામાં ઓછું ૭ અને વધારેમાં વધારે આઠ કલાક રાત્રે આરામ લેવો જોઈએ. એથી ઓછું સુનાર માં-

---

૧ એક બુઢો પાદરી કે જેણે પોતાની દેહે રોગ નામે કોઇવાર દીઠો નહોતો તેને તનદુરસ્ત રહેવાનું કોઇએ કારણ પુછયું, ત્યારે તેણે કહ્યું કે "કોરાપગ અને વેહેલા ઉઠવું." આ ટુંકા પણ સ્પષ્ટ જવાબથી સમજાશે, કે વેહેલા ઉઠવાથી અને પગ કોરા રાખવાથી તે તનદુરસ્ત રહ્યો હતો. પગ ભીના કે ઠંડા રહ્યાથી શરદી થાય છે. માટે સૂતી વખતે જો પગ ઠંડા રહેતા હોય તો શેકીને કોરા કરી સૂઇ જવું.

ડું પડે છે, અને વધારે સુનાર આળસુ ને એદી થઇ જાય છે. નવ અથવા દશ વાગે સુધ ને ચાર કે પાંચ વાગે ઉઠવું એ આ ઉપરથી દરેક સ્ત્રીપુરૂષને માટે એક સાધારણ નિયમ નીકળે છે.

પશુ પંખી જેવાં પ્રાણીઓ સૂરજ ઉગતાં પેહેલાં ઈશ્વરી પ્રેરણા પ્રમાણે વેહેલાં ઉઠી આપણને દાખલો આપેછે કે "અમે ઉઠયાં અને તમે પણ ઉઠો." કુકડો બૂમ પાડીને આપણને ખબર આપેછે કે "સવાર થઈ અને ઉઠવાનો વખત થયો માટે ઉઠો." તો આપણે તે પ્રમાણે ઉઠવું જોઇએ. નાનાં મોટાં સઘળાં પ્રાણિઓ સવારમાં વેહેલાં ઉઠીને પોતપોતાને કામે લાગે છે, તો આપણે પણ વેહેલાં ઉઠીને આપણે કામે લાગવું જોઈએ.

**મિતાહાર અને નિયમિતપણું**—બોલવા ચાલવામાં ખાવા પીવામાં, અને બેસવા ઉઠવામાં, સરવેમાં નિયમિતપણાની જરૂર છે. એ નિયમિતપણું એ સ્ત્રીનો એક અગત્યનો શણગાર છે.

પોતાના સ્વામી સાથે કેમ બોલવું ચાલવું, સાસુ સસરા સાથે, નણદ ભોજાઇ સાથે, દીએર જેઠ સાથે કેટલું ને કેમ બોલવું, તે દરેક સ્ત્રીએ સમજવું જોઈએ. થોડું બોલવું, ધીમાશથી બોલવું ને બોલવામાં નિયમિતપણું રાખવું જોઇએ. પણ નિયમિતપણું ખાવામાં ઘણુંજ ઉપયોગી છે. ખાવામાં નિયમિતપણું એટલે મિતાહાર કરવો અને દરરોજ વખતસર નિયમ પ્રમાણે ખાવું. તનદુરસ્તીનો મુખ્ય આધાર ખાવાના નિયમિતપણા ઉપર રહેલોછે. એ નિયમિતપણાથી શરીર તંદુરસ્ત રહેછે. ખાવાના વખતમાં અને ખાવામાં નિયમિત નહિ રહેવાથી કેટલું નુકસાન થાયછે, તથા નિયમિત રહેવાથી કેટલા ફાયદા થાયછે, તે

વિષે આપણી સ્ત્રીઓ કોઇજવાર વિચાર કરતી નથી. તેઓ જાણેછે કે જ્યારે નાતોમાં જમવા જઈએ છીએ અને દાબી દાબીને ગળા સુધી ગળચીએછીએ, ત્યારેજ બીજે દિવસે અપચો થઇ માંદા પડીએ છીએ. તેઓ જાણેછે કે બરાબર વખતસર નહિ ખાધાથી પાચન થતું નથી ને આકળ વિકળ થવાયછે, જીવને દામણડોળ થાયછે; પણ તે વિષે તેઓ કોઇજવાર વિચાર કરતી નથી. એકવાર માંદી પડી હોય તો પણ જ્યારે જ્યારે તે નાતમાં જમવા જશે ત્યારે ત્યારે અનાજ તો પારકું, પરંતુ પેટને શરીર પણ પારકું હોય તેમ દાબી દાબીને ગળા સુધી ભરશે અને ફરીને માંદી પડશે. એકવાર નિયમિત વખતે નહિ ખાધાથી પોતે અને પોતાનો સ્વામી કે છોકરાં માંદાં પડયાં હશે તો પણ જાણી જોઇને માત્ર આળસથીજ ખાવાનું મોડું કરશે, અને ફરીને પાછી તેજ સ્થિતિમાં આવશે. ઘણા ડાક્ટરોના પણ વિચાર છે કે નિયમિત વખતે ખાવું, અને મિતાહાર કરવો એ તંદુરસ્તી રાખવાનું એક સાધન છે. તો આપણી દરેક સ્ત્રીઓનો એ ધર્મ છે કે તેમણે હમેશાં નિયમિતપણું પાળવું.

**પરોણાની આગતા સ્વાગતા કરવી—**એ સદ્ગુણ સ્ત્રીઓની મોટાઇ બતાવેછે. તેથી એનાં વખાણ થાયછે. તેની સાથે નરમાશથી ને થોડું પણ વિવેકથી મધુર વચને બોલવું, એ પરોણાને મિષ્ટાંન જમાડયા કરતાં પણ વધારે આનંદ પમાડેછે. કજીઆખોર સ્ત્રીને ત્યાં પકવાન જમવા કરતાં, મર્યાદશીળ સદ્દગુણી સ્ત્રીને ત્યાં શાકભાજી જમવાને તે વધારે પસંદ કરશે. તે મોટાઇ દેખાડવાને નહિ, પણ તેની સાથે ખરા હેતથી ને માનથી વરતેછે. આવી સ્ત્રીના પતિને ઘર તરફની કાંઇ પણ ચિંતા હોતી નથી,

તેથી તે પોતાનો ધંધો નિરાંતે કર્યા જાયછે. પરોણો આવ્યાની ખબર મળેછે, ને જ્યારે ઘરધણી મળવા આવેછે, ત્યારે તેની આગળ તે પરોણો તેની સ્ત્રીનાં ઘણાં વખાણ કરેછે. ખૂબસુરતીથી જે નથી થતું તે સદ્‌ગુણથી થાયછે. પણ જેનામાં ઉપરની ને અંતઃકરણની બંને ખૂબસુરતીઓ એકઠી થઇ હોય તેના સ્વામીને પૂરણ ભાગ્યશાળી સમજવો. પણ બંનેમાંથી એક ખૂબસુરતી હોય, તો દરેક જણે અલબત્ત અંતઃકરણની ખૂબસુરતી પેહેલી પસંદ કરવી જોઇએ.

**સખાવત.**—એ સ્ત્રીનો અંતઃકરણનો શણગાર છે. પરોપકાર દયા, ધર્મ, પુણ્ય એ બધા સદ્‌ગુણો સખાવતના પેટામાં આવી જાયછે. આપણી સઘળી સ્ત્રીઓ ઘણું કરીને પરોપકાર કરવાનું સમજેછે. નાજુક ને કોમળ પ્રકૃતિની સ્ત્રીઓનાં અંતઃકરણ કઠોર હોયજ નહિ. તેમનું અંતઃકરણ દયાથી ભરેલું હોવું જોઈએ, અને ખરેખરૂં પણ તેમજ છે. તેઓ કોઇ ભીખારીને જોઈને તેની દયા ખાયછે. કોઇની સાધારણ અરજ ઉપરથી તેમના મનને અસર થાયછે. અને પોતાનાથી બની શકે તે પ્રમાણમાં તેઓ તેના ઉપર દયા દર્શાવેછે, કે ઉપકાર કરેછે. પણ ખરી દયા તે શું? પરોપકાર કરવાનું ખરૂં પાત્ર કોણ? પરોપકાર કોના ઉપર કરવો? પુન્ય તે શું? ધર્મદાન કોને કરવું?‌ ખરો ભીખારી કોને કહેવો? એ વિષે તેઓ માગનારના ઉપર દયા કરતાં અગાઉ કાંઇ પણ વિચાર કરતી નથી, કેમકે વિચાર કરવાની તેમનામાં શક્તી નથી; તે વિષેનાં પુસ્તકો તેઓએ વાંચ્યાં નથી, અથવા તો કોઇને તે પુસ્તકો વાંચતાંજ આવડતું નથી. માટે તે વિષે આ ઠેકાણે મારે થોડું કહેવું જોઇએ.

બ્રાહ્મણોને જમાડવામાં પુન્ય છે. કે? બ્રાહ્મણો ભીખ માગવા આવે, લક્ષ્મી પ્રસન્ન એવું બોલે, તમારા ગ્રહ સારા

છે, આજ તો અમાવાસ્યાનો જોગ છે, દ્વાદશી પુન્ય પર્વણી, ઇત્યાદિ વચનો બોલતા આવે તેમને આપ્યાથી પરોપકાર થાયછે કે?• હાથ જોઇ, પનોતી જોઇ, જેઓ નકામા ચિંતાના ખાડામાં નાંખે અને દિલગીરી તથા શોક ઉત્પન્ન કરાવે, તેમને આપ્યામાં ધર્મ છે કે? અથવા તો ખુશી કરવાને સારૂં સારૂં કહે, કિવા મંગળવાર કે શનિવાર કરાવી નકામા ભૂખે મરવાનું કહે તેને આપ્યામાં પુણ્ય છે કે? વેહેમી ગપો મારી લુચ્ચાઇથી ભોળા દીલનાં બૈરાંને છેતરી, હરામનાં હાડકાં રાખી, મેહેનત નહિ કરનારા ભટોને આપ્યાથી દયા જણાયછે? ના કાંઈ નહિ. અને કદિ નહિ. તેવાઓને આપ્યાથી પુન્યને બદલે ઉલટું પાપ થાયછે. એવા હાડકાંના હરામ અને પરમેશ્વરે મેહેનત કરવાને આપેલા હાથ પગને નહિ કસનારા બ્રાહ્મણોને આપ્યાંથી શું પુન્ય થાય? ઈશ્વરી કાયદો તોડીને તેઓ મહાપિતાનાં ચોર થાયછે એટલુંજ નહિ, પણ તે નિયમ તોડવામાં મદદગાર—આળસુ થવામાં ઉત્તેજન આપનાર—એવા ભીખારીઓના ઉપર દયા બતાવનાર, પણ તે જગતકર્ત્તાનો ગુનેગાર થાય છે, ને એ મોટું પાપ છે. બ્રાહ્મણોનું જોઈને બીજા ઘણા એવા હાડકાંના હરામ ને લુચ્ચા લોકો ભીખારીઓનો સોંગ લેઈને, ઢોંગ કરી ગુજરાન ચલાવેછે. વાઘરી ને કોળી જોગટાને નામે ભભુત લગાવી ભીખતા ફરેછે. ખરા જોગટા કે બેરાગી—બેરાગી (સ્ત્રી રાખી) થઈ ભીખેછે. આ વિના ઘણા લોકો ઘણી જાતના ભેખ લેઈ ભીખવા આવેછે, ને ભોળી સ્ત્રીઓને ભમાવી ગુજરાન ચલાવેછે. આ બધા જુદી જુદી જાતના ભીખારીઓ વિષે લંબાણથી આ ઠેકાણે લખવાનું મારૂં કામ• નથી. પણ અજ્ઞાનપણાથી જે સ્ત્રીઓ એવી ભીખને ઉત્તેજન આપેછે ને ખોટી દયા સમજી ઉ-

યાનો ખોટો ઉપયોગ કરેછે, તેઓ ભીખારી એટલે શું ને દયા એટલે શું તે સમજે, અને ખરી દયા ને ખરે રસ્તે ચાલે, તે સારૂ ખરો રસ્તો બતાવવાનું મારૂં કામ છે. તેઓને પુન્યને બદલે એ રીતે પાપ કરતાં અટકાવવાનું મારૂં કામ છે.

એવા ભીખારીઓને આપ્યાથી પુન્ય કેમ થાય? જેઓ પૈસાદાર છે, તેઓને એક પૈસો દક્ષણા આપો, તે પૈસાથી તેના અંતઃકરણમાં તે કેટલો રાજી થવાનો? લાખ રૂપીઆનો આશામી ભીખવા આવે, ને તેને એક રૂપીઓ આપો, તે રૂપીઓ તેની મિલ્કતમાં શો વધારો કરશે? તેને શો સંતોષ પમાડશે? તેના અંતઃકરણને શું રાજી કરશે? અને તેવામાં જો ભોગ જોગે તે રૂપીઓ ખોટો પડયો તો જાણે તમે ઉછીનો લીધો હોય ને તે તમે પાછો આપ્યો હોય તે પ્રમાણે, અગર, જાણે તેનું લેહેણું હોય ને ખોટો મળ્યો હોય, તેમ તે તમને આશીર્વાદ આપ્યાને બદલે ઉલટો ગાળો દેશે. જાણે એના બાપનો દલ્લોજ દાટયો ન હોય? આવા બ્રાહ્મણને આપ્યાથી કહો વારૂ પુણ્ય કે પાપ? વળી એવાઓને જમાડો, પાંચે પકવાન કરીને જમાડો, પણ દાળમાં લગાર મીઠું વધારે નાંખજો, પછી જોઈ લો એમની ખુબી!! તમને આશીર્વાદ આપ્યાને બદલે ઠેકાણે ઠેકાણે તે તમારી નિંદા કરશે. લાડુ કરો ને તેમાં લગાર ઘી ઓછું પડયું તો ગળામાં મુકીઓ મારવા માંડશે. જાણે તેઓજ કમાઈ ગયા ન હોય! ખરચ તેમના બાપનીજ કમાઈનું ન હોય! જ્યાં આવા ભીખારી અને આવા જમનારા ત્યાં તેમને આપ્યાથી પુણ્ય શું થાય? તેમને આપ્યાથી ધર્મ શાનો? એવા ભટકનારા બ્રાહ્મણોને કહીએ કે અમારે રસોઇઓ જોઈએ છીએ, કે ચાકર અથવા ગુમાસ્તો જોઇએ છીએ, તમે રહેશો? તમને મેહેનતના પ્રમાણમાં પગાર આ-

પીશું. આવું કહો એટલે જોઈલો તેમનો મીજાજ. આ દુનીઆમાં તેઓને તો જાણે મેહેનત કરવાને ઈશ્વરે સરજ્યાજ ન હોય—હરામનું ખાવાનેજ સરજ્યા હોય, તેમ ગુસ્સે થશે. ને કહેશે કે ન આપવું હોય તો ના કહો, અમે તો રસોઈ, નોકરી કે ચાકરી નહિ કરીએ, એમ કહી૦ ચાલ્યો જાયછે. આવા ભીખારીઓને આપ્યાથી પરોપકાર કેમ કહેવાય? બીજાની મેહેનતમાં ને તેના કમાએલા પૈસામાં એવા ભીખનારા ભાગ પાડી દેશની દોલત ઓછી કરેછે, દેશમાં ઉદ્યોગ ઘટાડેછે, દેશને આળસુ ને કંગાળ બતાવેછે ને બનાવેછે. આવા દેશને કંગાળ બનાવનાર, ઉદ્યોગ ઘટાડનાર, દોલત ઓછી કરનાર, ઇશ્વરના ગુનેગાર, હાડકાંના હરામ, હરામનું ખાનાર, મીજાજી, ભીખારીને આપ્યાથી તથા તેમના ઉપર દયા દર્શાવ્યાથી પુણ્ય કેમ થાય! પુણ્યને બદલે પાપ થાય અને ઇશ્વરના ગુનેગાર થાય, તથા ઇશ્વરી નિયમ તોડનાર અને તોડાવનારના ઉપર, તે પરમ દયાળુ ગુસ્સે થાય તો તેમાં શું આશ્ચર્ય છે?

ખરી દયા, ખરો ધર્મ, ખરૂં પુણ્ય અને ખરો પરોપકારનો માર્ગ કે ઠેકાણું, ઉપર કહ્યાં તે નથી. દયાનું પાત્ર તે નથી. જેને આપ્યાથી તેનું ખરૂ અંતઃકરણ રાજી થાય, જેને આપ્યાથી તેનો જીવ બચતો હોય, તેને આપો અને તેના ઉપર દયા દર્શાવો. જેના હાથ પગ ભાગેલા હોય, આંધળાં ને અપંગ હોય, જેને કમાઈ ખાવાને ઇશ્વરે આપેલાં હથીઆર ન હોય, તે હથીઆર નકામાં પડી ગયાં હોય, જે ભૂખે મરતા હોય તેવા કંગાળ અને અભાગીઆ લોકો ઉપર દયા બતાવો. ચાલવાની શક્તિ વિના એક ઠેકાણે પડી રહી, ટાઢે ધ્રુજતો હોય, તાપે હેરાન થતો હોય, કે બળતો હોય, વરસાદની ઝડીઓ ઘર વિના મેદાનમાં પ-

ડગો પડયો ખમતો હોય, માબાપ વિનાનાં નિરાધાર બાળક ભૂખે કે ટાઢે ને તાપે મરતાં હોય, તેમના તરફ તમારી પરોપકાર વૃત્તિ દર્શાવો. નહિ વેરાગી કે સન્યાસી ઉપર, નહિ સાધુ કે ફકીર ઉપર, બ્રાહ્મણ કે ઢોંગી મહારાજો ઉપર, પણ મહેનત કરવાનાં સાધનો નકામાં પડવાથી ભૂખથી, ટાઢથી, તડકાથી મરતા કંગાળો ઉપર તમારૂં ધ્યાન ખેંચો દયા દર્શાવો. પછી તે બ્રાહ્મણ હોય કે ઢેડ હોય. ઢોંગી નહિ પણ તપાસ કર્યા પછી ખરૂં માલમ પડે તો, ધણી વિનાની વિધવા, કામ નહિ કરી શકે એવી હાલતમાં આવી પડી હોય, તો તેના ઉપર તમે દયા કરો. તમારા અંતઃકરણને પૂછો કે કોને આપ્યાથી તેનું ખરૂં અંતઃકરણ રાજી થશે ને આશીર્વાદ આપશે? અંતકરણનો આશીર્વાદ ફળે છે. ઉપર ઉપરની "સ્વસ્તિ" કહેનાર ભટોને આપવા કરતાં અંતઃકરણથી કલ્યાણ થજો કહેનાર ઢેડનો આશીર્વાદ ફળશે. તેથી પરમેશ્વર રાજી થશે. આશીર્વાદ બ્રાહ્મણનો જોઇએ એમ કાંઈ નથી પણ તે ફક્ત અંતઃકરણનો જોઇએ, પછી તે ગમે તેનો હોય. આવા ભીખારીઓજ ખરા ભીખારીઓ છે. તેમના ઉપર દયા કરી તેજ ખરી દયા, ને તેજ ખરો ધર્મ છે. અને એ ભિખારીઓ આપણી દયાનું ને ભીખનું ખરૂં પાત્ર છે. આ દેશની ને પરદેશી તમારી જાત એનોની હાલત સુધરે તેવી રીતે ખરચ કરવામાં તમારી પરોપકાર વ્રત્તિ જણાવો ને મેહેનત કરો તો તેથી પણ તમને પુણ્ય થશે.

એક દહાડો ખવડાવો તેથી તેની ભીખ કાંઈ જતી નથી. તમારી શક્તિ હોય તો તમે નહિં તો તમારા જેવાં ઘણાં એકઠાં થઇને એક ફંડ કરી તેમાંથી એક ધર્મશાળા કરો, કે જ્યાં એવા ખરા ભીખારીઓ રહે, ને ત્યાં તેમની

ખાવેપીવે બરદાશ લેવાય. લૂગડે લત્તે સંભાળ લેવાય, ભૂખે ન મરે. તેમાં આંધળાં, લુલાં, પાંગળાં નિરાધાર બાળકો ને સ્ત્રીઓ રાખવાં, જેનાથી જે ધંધો થાય તે સોંપવો; ને બિલકુલ ન થાય, તેવાંને બેઠાં ખાવાનું આપવું. તેમને સારૂ દવાખાનુ ને દાક્ટર રાખવો. આવી રીતે ખરાં ભીખારીઓને ભટકવાનું બંધ કરો, કે જેથી ભીખ નહિ મળવાથી મરી જતાં તેઓ બચે. બાકીના હાડકાંના હરામ—હરામખોર ભીખારીઓને ભીખ આપવાનુંજ બંધ કરો. તેમને માટે ઉદ્યોગશાળા કરો, કે જેમાં તેઓ ઉદ્યોગ કરે, ને ગુજરાન ચલાવે. કેમકે કેટલાક માણસોને ધંધો નહિ મળવાથી પણ ભીખારીઓ થએલા હોયછે. આ રીતે ખોટી ભીખ બંધ કરી દેશમાં ઉદ્યોગ વધારો. મેહેનતમાં ભાગ પડતો અટકાવો, તો આપણા દેશની દોલતમાં વધારો થશે. તથા દેશની કંગાળતા મટશે. દેશી સ્ત્રીઓ આ ઉપરથી શીખામણ લેઈ તમે એવા ખોટા ભીખારીઓની ભીખ મટાડો ને ખરૂં પુણ્ય અને ખરૂં પાપ સમજી દાન કરો.

**સાર.**—આપણા દેશની હાલત સુધારવા માટે, આપણા દેશનાં બાળકો નીતિવાન, સદાચરણી, આગ્રહી, ઉત્સાહી, શૂરાં તથા બુદ્ધિવાન કરવા માટે, આપણી સ્ત્રીઓ તેમના ખરા ધર્મો સમજે અને તે પ્રમાણે વર્તે તેમ કરો. તે પ્રમાણે કરવાના ઉપાયો મેં પાછળ કહ્યું છે તેમ આપણા હાથમાંછે. આપણે તેમના લેઈ લીધેલા ઇશ્વરી હકો આપો, તેમને ઉપયોગી કેળવણી આપો, બાળલગ્ન કરવાનો નઠારો ધારો તજો, જુવાન વિધવાને પુનરવિવાહ કરાવો, ઘરઉપયોગી કેળવણી મળે એવી શાળાઓ અને પુસ્તકો કરો, યોગ્ય વર સાથે લાયક ઉમર થાય ત્યારે તેમને પરણાવો, તેને આપણા ઘરની એક દાસી નહિ, પણ આપણો

હમેશનો સોબતી ને સુખ દુઃખનો અને જ્ઞાનનો ભાગીઓ કરો. તેઓ પોતાના બાળકો સારી રીતે ઉછેરે, તથા તેમને યોગ્ય ઉપદેશ હમેશાં આપે, તેમ કરો. તેઓ ખરૂં પુન્ય ને ખરો પરોપકાર સમજે, ને તે પ્રમાણે ચાલે તેમ કરો. તેઓ બીજા સાથે સંપસંપીને ચાલે, અને સાસુ વહુ વચ્ચે થતી લડાઈઓ અટકે તેમ કરો. તેઓ વહેમના અંધારા ખાડામાંથી નીકળે, વ્યભિચાર તજે, અને વહેમને લીધે હજારો બાળકોના પ્રાણની થતી ખુવારી અટકે, તેમ કરો. તેઓ નકામી હઠ તજે, નાણાનો ગેરઉપયોગ કરવાથી નુકસાન અને વાજબી ઉપયોગ કરવાથી ફાયદો છે, એવું સમજે, તેમ કરો. એટલે આપણી હવે પછીની ઓલાદ જરૂર સુધરશે, ને સારી થશે. અને ત્યારેજ આપણા દેશનો ને આપણો ઉદ્ધાર તથા આબાદી થશે. માટે તમે સર્વે જાગો, ને સહ કુટુંબ ઈશ્વરની પ્રાર્થના કરો, કે તમને અને તમારી સ્ત્રીઓને તમારા દેશની દશા સુધારવાના ઉપાયો દર્શાવે. અને તે પ્રમાણે વર્તવાની પ્રેરણા કરે. પરમેશ્વરા તું મારી પ્રાર્થના સાંભળ અને મારાં દેશી મરદો તથા સ્ત્રીઓ પોત પોતાના ખરા ધર્મ સમજે, તથા તે પ્રમાણે વર્તે તેમ કર. તથાસ્તુ.



“ નો વધારો.”

# गूजरात वर्नाक्युलर सोसाइटीनी ओफिसमां वेचातां पुस्तकोनी यादी.

નીચે લખેલાં પુસ્તકોમાંથી પચીસ રૂપિઆનાં અથવા તેથી વધારે કીંમતનાં રોકડી કીમતે સામટાં લેનારને સૈકડે વીશ ટકા પ્રમાણે કમિશન તથા બુકપોષ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે. અને ઓછામાં ઓછા દશથી પચીશ રૂપિઆનાં રોકડેથી સામટાં લેનારને દશાંશ કમિશન તથા બુકપોષ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે. પણ ટપાલમાં મોકલતાં ગેરવલ્લે પડે અથવા કંઈ જોખમ થાય તે મગાવનારને શીર છે. દરેક પાકીટ પોષ્ટઓફિસમાં પહોંચાડ્યાની પહોંચ દાખલ અરધા આનાની ટીકટ ઉપર પોષ્ટઓફિસની છાપ લેવામાં આવે છે: માટે મગાવનારે તે બાબતનો અરધો આનો વધારે મોકલવો. પૂરેપૂરાં નાણાં પ્રથમથી આવ્યા સિવાય પુસ્તકો મોકલવામાં આવશે નહિ. પોષ્ટની ટીકટો વગેરે અવેજ મોકલનારે અમને પહોંચતા સૂધી પોતાને જોખમે મોકલવો. પોષ્ટની ટીકટોમાંથી રૂપિએ અરધો આનો વટાવનો કાપી લેવામાં આવશે. નાટપેડ પત્ર લેવામાં નહિ આવે.

**વેચેલું પુસ્તક પાછું લેવામાં આવશે નહિ.**

મનીઓરડરો, ટીકીટો, અને આ સંબંધી કામકાજના સઘળા કાગળપત્રો નીચે સહી કરનારના નામથી મોકલવા.

ગૂ. વ. સોસાઇટીની ઓફિસ. અમદાવાદ, તા૦ ૧ મી જુલાઈ સને ૧૮૮૮.

**કૃપાશંકર દોલતરામ ત્રવાડી.**
આસિ. સેક્રેટરી, ગૂ. વ. સોસાઈટી.

| | કીંમત. | પોસ્ટેજ. |
|---|---|---|
| ૧. ઉત્સર્ગમાળા. (ગૂજરાતી ભાષાના શબ્દો કેવી રીતે થયા.) ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૨. અંગઉધારનો ઝઘડો.(કવિતા) | ૦—૦—૪ | ૦—૦—૬ |
| ૩. કથનાવળી એટલે કેહેવતો. (૧૮૦૦ કેહેવતો છે.)... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૪. કવિતાવિલાસ અથવા ફાર્બસ વિલાસ. ... ... ... | -૧૨—૦ | ૦—૧—૬ |
| ૫. કીમિયાગર ચરિત્ર.... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૬. કેરી વસ્તુનું વર્ણન.... ... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૭. ગરબાવળી... ... ... ... | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૮. ગુજરાતી ભાષાનો ઇતિહાસ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૯. કેલવણી. ... ... ... | ૧—૦—૦ | ૦—૨—૬ |
| ૧૦. સ્થાનિકસ્વરાજ્ય વિષે નિબંધ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૧. સીતા-દમયંતીનાં આખ્યાન. ... | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૧૨. વેણીસંહાર નાટક. ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૩. ગૂજરાતના ભીખારી વિષે નિબંધ | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૪. ગૂજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન. | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૫. જમણવાર વિષે નિબંધ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૬. જાદવાસ્થળી. (કવિતા). ... | ૦—૦—૬ | ૦—૦—૬ |
| ૧૭. તાર્કિકબોધ. ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૮. દૈવજ્ઞદર્પણ, એટલે જોશીઓનું સાચ જૂઠ દેખાડી આપનારી આરશી. ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૯. સ્ત્રી સંભાષણ એટલે ગૂજરાતી બાઈડીઓની વાતચીતનું વર્ણન ... | ૦—૧—૬ | ૦—૦—૬ |
| ૨૦. સ્ત્રીનીતિધર્મ.... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૨૧. હુમરખાનની ચઢાઈ (કવિતા). | ૦—૧—૦ | ૦—૦—૬ |

૨૨. જ્ઞાતિનિબંધ ... ... ... ૦-૫-૦ ૦-૧-૦

૨૩. કચ્છગરબાવળી(કવિ. દલપતરામ કૃત) ... ... ... ... ૦-૬-૦ ૦-૧-૦

૨૪. ફ્રાન્સ દેશમાંહેલી રાજ્યની ઉથલ-પાથલનો ઇતિહાસ ... ૦-૧૨-૦ ૦-૨-૦

૨૫. ખેતીવાડીના સુધારા વિષે નિબંધ. ૦-૧૨-૦ ૦-૨-૦

૨૬ ખેડુત, કારીગરો, અને મજુર વગેરે મહેનતુ લોકોને પૈસા સંગ્રહ કરવાની જરૂર, અને તે રાખવાને સેવિંગ બેંકની અગત્ય વિષે નિબંધ. ૦-૬-૦ ૦-૧-૦

૨૭. કયી કયી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાયછે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ. ૦-૭-૦ ૦-૧-૬

૨૮. દુકાળ વિષે નિબંધ..... ... ૦-૯-૦ ૦-૧-૬

૨૯. અકબર ચરિત્ર.. ... ... ૦-૮-૦ ૦-૧-૬

૩૦. સત્સંગ વિષે નિબંધ..... ... ૦-૨-૬ ૦-૧-૦

૩૧. પ્રાણીવર્ણન સુંદર વિલાયતી રંગ બેરંગી ચીત્રો સાથે ત્રણે ભાગ એકઠા ૧-૮-૦ ૦-૩-૬

૩૨. ,, છુટક દરેક ભાગના... ... ૦-૮-૦ ૦-૧-૬

૩૩. પુનર્વિવાહ પ્રબંધ. ... ... ૦-૫-૦ ૦-૧-૦

૩૪. ફારબસ વિરહ. (કવિતા) ... ૦-૧-૦ ૦-૦-૬

૩૫. બાળવિવાહ નિબંધ. ... ... ૦-૪-૦ ૦-૧-૦

૩૬. બુદ્ધિપ્રકાશ પુસ્તક ૨જું, ૩જું. ૪થું, દરેકના. ... ... ... ૧-૦-૦ ૦-૧-૬

૩૭. ,, ,, ૧૧ મું અને ૧૨મું દરેકના. ૧-૨-૦ ૦-૨-૦

૩૮. ભિક્ષુક વિષે નિબંધ. ... ... ૦-૮-૦ ૦-૧-૬

| | | | |
|---|---|---|---|
| ૩૯. | ભૂત નિબંધ … … … | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૪૦. | માતપિતાનીસ્તુતિ. … … | ૦—૦—૩ | ૦—૦—૬ |
| ૪૧. | મિથ્યાભિમાન નાટક. … … | ૦—૬—૦ | ૦—૧—૬ |
| ૪૨. | રાજ્યવિદ્યાભ્યાસ…. … … | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૪૩. | જાણીજીના છંદ ( કવિતા ) … | ૦—૦—૩ | ૦—૦—૬ |
| ૪૪. | લક્ષ્મીનાટક. … … … | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૪૫. | વચન વિવેકબાવની (કવિતા)…. | ૦—૦—૬ | ૦—૦—૬ |
| ૪૬. | વિદ્યાબોધ… … … … | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૪૭. | શામળશતશાઈ (કવિતા શામળ ભટની ). … … … | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૪૮. | સંપલક્ષ્મિ સંવાદ. .. … … | ૦—૧—૦ | ૦—૦—૬ |

## बुद्धिप्रकाश.

ઉપલા નામનું મોટાં ૨૪ પૃષ્ઠનું માસિક ચોપાનિયું ગુ. વ. સોસાઈટીની તરફથી દરમાસે પ્રગટ થાય છે. એમાં વિદ્યા, હુન્નર સુનીતિ, સંસાર સુધારો, અને બીજા ઉપયોગી અને મનોરંજક ગદ્યપદ્યના વિષયો દાખલ કરવામાં આવે છે. એનું વાર્ષિક મૂલ્ય રૂ૧—૮—૦ ટપાલખર્ચ સાથેછે. ગ્રાહક થવા ઇચ્છનારે "બુદ્ધિપ્રકાશના મેનેજર" ના નામથી લવાજમ પોસ્ટેજના પૈસા મોકલી લખવું. લવાજમ પ્રથમથીજ લેવાનો રિવાજ છે. દશ અને તેથી વધારે ચોપાનિયાં સામટાં મંગાવનારને સેંકડે દશ ટકા પ્રમાણે કમિશન સોસાઇટી તરફથી આપવામાં આવશે.

---

નીચે લખેલાં પુસ્તકોનું ટપાલખર્ચ કે કમિશન કાંઈપણ આપવામાં આવશે નહિ. એ સિવાયનાં સોસાઇટીનાં પુસ્તકો વેચવાના બીજા બધા નિયમો પ્રમાણે આ પુસ્તકો વેચવામાં આવેછે.

| | | |
|---|---|---|
| ૧. અર્થશાસ્ત્ર.. ... ... ... | ૧–૦–૦ | ૦–૩–૦ |
| ૨. ઉત્તરરામ ચરિત્ર નાટક (મ. ન.). | ૧–૦–૦ | ૦–૨–૦ |
| ૩. કાન્તા નાટક...(,,) ... | ૦–૧૨–૦ | ૦–૧–૦ |
| ૪. પ્રતાપ નાટક (ગ. રા.) ... | ૧–૮–૦ | ૦–૨–૦ |
| ૫. ફારબસ જીવનચરિત્ર (મ. સૂ.) | ૦–૧૨–૦ | ૦–૧–૬ |
| ૬. અસ્તોદય,–નળદમયંતિ. (,,) ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૭. નળદમયંતિ નાટક...(ર. ઉ.)... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૮. હરિશ્ચંદ્ર નાટક... (,,) ... ... | ૦–૧૨–૦ | ૦–૧–૬ |
| ૯. લલીતાદુઃખદર્શક નાટક. (,,) ... | ૦–૮–૦ | ૦–૦–૬ |
| ૧૦. મૃદાલસા અને ઋતુધ્વજ (,,) ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૧૧. યોગવાશીષ્ટ, બે પ્રકરણ (સ. સા.) | ૦–૧૪–૦ | ૦–૨–૬ |
| ૧૨. શ્રીવિચારચંદ્રોદય. ( ,, ). ... | ૦–૧૨–૦ | ૦–૨–૦ |
| ૧૩. શ્રી અષ્ટાવક્ર ગીતા. ( ,, ) ... | ૧–૦–૦ | ૦–૨–૬ |
| ૧૪. શ્રી વિચારસાગર તથા વૃતિરત્નાવળી (,,) ... ... ... | ૩–૪–૦ | ૦–૪–૬ |
| ૧૫. શ્રવણાખ્યાન (હિંદુસ્તાની) (હ. ક.) ... ... ... | ૧–૦–૦ | ૦–૧–૬ |
| ૧૬. વેનચરિત્ર. ( ,, )... ... | ૧–૦–૦ | ૦–૧–૬ |
| ૧૭. અશૌચ નિર્ણય. (ર. ગ.)... | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૧૮. પ્રાકૃત એકાદશી મહાત્મ્ય. (,,) | ૧–૦–૦ | ૦–૨–૦ |
| ૧૯. ઈંગ્લાંડની મુસાફરી (રા. સા. મહીપતરામ કૃત) ... ... | ૦–૧૨–૦ | ૦–૧–૬ |
| ૨૦. વનરાજ ચાવડો. (,,) ... ... | ૧–૮–૦ | ૦–૨–૬ |
| ૨૧. સાસુ વહુની લડાઇ...( ,, ) ... | ૧–૦–૦ | ૦–૨–૦ |
| ૨૨. દુરગારામ ચરિત્ર ... (,,) ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૨૩. ભવાઈસંગ્રહ પુસ્તક ૧ લું (,,) | ૧–૮–૦ | ૦–૩–૦ |

૨૪. સધરાજેસંગ (,,) ... ... ૧-૪-૦ ૦-૨-૬

૨૫. ટુંકી કહાણીઓ ભા. ૧ લો.
તથા ૨ જો. દરેકના (,,) ... ૦-૮-૦ ૦-૧ ૦

૨૬. હાજરજવાબી પ્રધાનની
વાર્તા. ... ... ... ... ૦-૮-૦ ૦-૧-૦

૨૭. જાદુકપટ પ્રકાશ પુસ્તક
૧ થી ૩ ... ... ... ૭-૮-૦ ૦-૮ ૦

૨૮. માર્કંડેય પુરાણ... ... ... ૫-૦-૦ ૦-૬-૦

૨૯. વિષ્ણુ પુરાણ... ... ... ૪-૮-૦ ૦-૫-૦

૩૦. કાઠિયાવાડ સાર સંગ્રહ... .. ૩-૦-૦ ૦-૬-૦

૩૧. વસંતતિલકાખ્યાન.. ... ... ૧-૦-૦ ૦-૧ ૬

૩૨. પ્રિયા-પ્રેમદર્શક... ... ... ૦-૮-૦ ૦-૧ ૦

૩૩. પૃથિરાજ ચહુઆણ... ... ૧-૦-૦ ૦-૧-૬

૩૪. પુસ્તકમાળાનો સંગ્રહ ભાગ ૧ લો. ૦-૪-૦ ૦-૧-૦

૩૫. ,, ,, ,, ૨ જો. ... ... ૦-૩-૬ ૦-૧-૦

૩૬. સુબોધ ચિંતામણી. ... ... ૦-૧૫-૦ ૦-૧-૬

૩૭. હુન્નર રત્નાકર. ... ... ... ૧-૧૪-૦ ૦-૩-૦

૩૮. માંગલિક ગીતાવળી.... ... ૦-૬-૦ ૦-૨-૦

૩૯. સ્ત્રીધર્મ નીતિ (રમાબાઇ કૃત).. ૧-૪-૦ ૦-૨-૬

૪૦. બાળરોગ ચિકિત્સા..... ... ૧-૦-૦ ૦-૪-૦

૪૧. માબાપ તેવાં છોકરાં... ... ૦-૧૨-૦ ૦-૧-૬

૪૨. મુલતવી રાખવાનાં માઠાં ફળ. ૦-૧૦-૦ ૦-૧-૬

૪૩. ગુલીવરની મુસાફરી ભા, ૨ જો. ૦-૩-૦ ૦-૧-૦

૪૪. કૌતકમાળા અને બોધવચન.., ૧-૧૨-૦ ૦-૩-૬

૪૫. વાયુચક્ર શાસ્ત્ર.... ... ... ૪-૦-૦ ૦-૪-૬

૪૬. શારીર અને વૈદ્યકશાસ્ત્ર
(ત્રી. મો.) ... ... ... ૧૦-૦-૦ ૦-૧૩-૦

૪૭. ગૂજરાતરાજસ્થાન ... ... ૮—૦—૦ ૦—૬—૦
૪૮. પ્રતિવ્રતા સ્ત્રી (ગુણસુંદરી)... ૦—૬—૦ ૦—૧—૦
૪૯. કચ્છી શબ્દાવળી. ... ... ૦-૮—૦ ૦—૧—૦
૫૦. કૃષિ વિવેચન..... ... ... ૦—૬—૦ ૦—૧—૦
૫૧. મનોવિકાર તથા આશાનિરાશા વિષે નિબંધ ... ... ... ૦—૮—૦ ૦—૧—૬
૫૨. બાળચિત્રપોથી (ચિત્રો સાથે)... ૦—૧—૩ ૦—૧—૦
૫૩. વૃંદસતશાઈ. ... ... ... ૦—૮—૦ ૦—૧—૦
૫૪. સંગીત નાટક સંગ્રહ.... ... ૦—૮—૦ ૦—૨—૦
૫૫. ગોપીચંદન નાટક. ... ... ૦—૮—૦ ૦—૧—૦
૫૬. મૃચ્છકટિક નાટક સાર... ... ૦—૮—૦ ૦—૧—૬
૫૭. કરશનદાસ મુળજી ચરિત્ર. ... ૦—૮—૦ ૦—૧—૦
૫૮. બૃહત્ કાવ્યદોહન. ... ... ૩—૦—૦ ૦—૬—૦
૫૯. વિવેક ચુડામણી. ... ... ૦—૮—૦ ૦—૧—૦
૬૦. કચ્છી કહેવતો. ... ... ૦—૧—૩ ૦—૦—૬
૬૧. દુનીયા દર્પણ..... ... ... ૦—૭—૦ ૦—૧—૦
૬૨. ફારસી અંગ્રેજી કહેવતો. ... ૦—૯—૬ ૦—૦—૬
૬૩. કાદમ્બરી... ... ... ... ૨—૦—૦ ૦—૪—૦
૬૪. ગૂ. શબ્દાર્થ કોષ. ... ... ૦—૧૨—૦ ૦—૧—૬
૬૫. સાંખ્યદિવાકર ... ... ... ૧—૦—૦ ૦—૨—૦
૬૬. વૈદ્યજીવન ... ... ... ૧—૦—૦ ૦—૨—૦
૬૭. દુઃખમાં દીલાસો અને વિપતીમાં ધીરજ... ... ... ... ૦—૮—૦ ૦—૧—૦
૬૮. જનરમુજ વાર્તા સંગ્રહ પુ૦ ૧ લું...૧—૦—૦ ૦—૨—૦
૬૯. રજપૂત વીરરસ કથા પુ૦ ૨ જું ૧—૦—૦ ૦—૨—૦
૭૦. રાજવીર કથા... ... ... ૧—૮—૦ ૦—૨—૦

૭૧. વિલક્ષણ કથા... ... ... ૧–૦–૦ ૦–૨–૦

૭૨. જીંદગી ભોગવવાની જુગતી. ૦–૧૨–૦ ૦–૧–૬

૭૩. બાગોબાહાર અથવા ચાર દરવેશનો
કિસ્સો. ... ... ... ૧–૮–૦ ૦ ૨–૬

૭૪. બ્યત્રીકાતામુ અથવા ચીનના પાદશાહ
અને મગરેબની શાહજાદીનો કિસ્સો ૧–૦–૦ ૦ ૨ ૦

૭૫. ક્રીકેટ.... ... ... ... ૦–૪–૦ ૦–૧–૦

૭૬. લોકકથા. ... ... ... ૧– ૦–૦ ૦–૨–૦

૭૭. ખુલાસે જાદુ ... ... ૧–૦–૦ ૦–૨–૦

૭૮. શહાનશાહ અકબર કથા ગ્રંથ ૧–૦–૦ ૦–૨–૦

૭૯. હાતમનામુ ( ૧૬ ચિત્રોસાથે ) ૦–૮–૦ ૦–૨–૦

૮૦. ઉપકાર કે અપકાર અને અનલરાય
અને લાલચ. બે નાટકો. ... ૦–૪–૦ ૦–૧–૬

૮૧. અંગદવિષ્ટિ. ... ... ... ૦–૬–૦ ૦–૧–૦

૮૨. આર્ય તરૂણોની હાનિનાં કારણો....૦–૫–૦ ૦–૧–૦

૮૩. ફીછાંછલી શીરીન. ... ... ૦–૧૨–૦ ૦–૧–૬

૮૪. કોલ્ડએકનો નરજુમો.... ... ૧–૮–૦ ૦–૨–૦

૮૫. બોરદે અવસ્થા... ... ... ૨–૮–૦ ૦–૩–૦

૮૬. ગુલીવરીની મુસાફરીઓ. ... ૩–૮–૦ ૦–૪–૬

૮૭. ગોળ લાકડાં તથા ગજદોરીના } ૧–૦–૦ ૦–૧–૦
હિસાબની ચોપડી. }

૮૮. જૈન વિવેકવાણી. ... ... ૨–૪–૦ ૦–૩–૬

૮૯. ઘર સત્તા.. ... ... ... ૦–૮–૦ ૦–૧–૦

૯૦. જ્યુબીલી સંવત્સર. ... ... ૪–૦–૦ ૦–૩–૦

૯૧. દ્રષ્ટાંત ચિંતામણી ... ... ૦–૧૦–૦ ૦–૧–૦

૯૨. દયારામ કવિતા... ... ... ૦–૬–૦ ૦–૧–૦

૯૩. દ્રૌપદી સ્વયંવર તથા એકાદશી } ૦–૬–૦ ૦–૧–૦
મહાત્મ્ય. }

| | | |
|---|---|---|
| ૯૪. ધીરા ભક્તની કવિતા... ... | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૯૫. નરસિંહ મહેતાનાં પદ... ... | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૯૬. નસીબ ડહાપણની સરસાઈ.... | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૯૭. નંદબત્રીશી... ... ... ... | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૯૮. પીટરધીગ્રેટનું ચરિત્ર..... ... | ૦-૧૪-૦ | ૦-૧-૬ |
| ૯૯. પેટ પંચાતરી..... ... ... | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૧૦૦. પવિત્ર પ્રમદા..... ... ... | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૧૦૧. પૈસાદાર કેમ થવાય!... ... | ૧-૦-૦ | ૦-૧-૬ |
| ૧૦૨. મહાદેવમહિમા તથા શિવસ્તુતિ.. | ૦-૧-૦ | ૦-૧-૦ |
| ૧૦૩. રાસપંચાધ્યાયી અને હરિભક્ત ચંદ્રિકા. | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૧૦૪. લક્ષ્મણા હરણ અને દાણલીલા. | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૧૦૫. વામન કથા તથા નૃસિંહ મહેતાની હુંડી. | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૧૦૬. વ્યવહારોપયોગી નિબંધસંગ્રહ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૦૭. સાર્વજનિક આરોગ્ય.... ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૦૮. સુરત સંગ્રામ..... ... ... | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૧૦૯. શમશતિ અને દાણલીલા..... | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૧૧૦. સપ્તમસ્કંધ. ... ... ... | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૧૧૧. સ્વાધ્યાય... ... ... ... | ૧-૦-૦ | ૦-૧-૦ |
| ૧૧૨. શ્રીમદ્‌ભગવદ્ ગીતા, ઈશ. કેન. વગેરે ઉપનિષદ સાથે. | ૫-૦-૦ | ૦-૬-૦ |
| ૧૧૩. હારમાળા... ... ... ... | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૧૧૪. ગુજરાતની ખેતીવાડીની હાલતની સ્થિતિ. | ૦-૧૨-૦ | ૦-૧-૬ |
| ૧૧૫. દેશીરાજ્ય... ... ... ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૧૬. કરશનદાસ અને તત્વ સંબંધમાં વિચાર. | ૦-૬-૦ | ૦-૧-૬ |
| ૧૧૭. ગુજરાતી વિચારસાગર. ... | ૧-૮-૦ | ૦-૩-૦ |

| | | |
|---|---|---|
| ૧૧૮. બ્રહ્મ આરાધના... ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૧૯. જયકુમારી વિજય નાટક. ... | ૦-૧૨-૦ | ૦-૧-૬ |
| ૧૨૦. લઘુસિદ્ધાંત કૌમુદી ... ... | ૫-૦-૦ | ૦-૬-૦ |
| ૧૨૧. પર્યોદ્ક..... ... ... ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૨૨. પંચદશીમૂળ ... ... ... | ૦-૧૦-૦ | ૦-૧-૬ |
| ૧૨૩. શ્રી સુંદર વિલાસ, સુંદરકાવ્ય અને જ્ઞાન સમુદ્ર. | ૩-૦-૦ | ૦-૬-૦ |
| ૧૨૪. પદાર્થ મંજુસા.... ... ... | ૪-૦-૦ | ૦-૫-૦ |
| ૧૨૫. શ્રી બાળબોધ..... ... ... | ૦-૧૦-૦ | ૦-૨-૦ |
| ૧૨૬. વનિતા વિયોગ... ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૨૭. વહેમ ખંડન ગ્રંથ ... ... | ૦-૩-૦ | ૦-૧-૦ |
| ૧૨૮. આર્યદેશજનતા... ... ... | ૦-૧૨-૦ | ૦-૧-૦ |
| ૧૨૯. દરજીની અરજી... ... ... | ૦-૦-૬ | ૦-૦-૬ |
| ૧૩૦. મલ્હાર વિરહ શતક.... ... | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૧૩૧. અદ્વૈતબોધ શતક. ... ... | ૦-૩-૦ | ૦-૧૦- |
| ૧૩૨. કાવ્યસુધા.... ... ... ... | ૧-૧૨-૦ | ૦-૨-૦ |
| ૧૩૩. ગુજરાતી પેહેલા ધોરણની પ્રાયમરી નોટ— | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૧૩૪. એંજન બાળ વર્ગની.... ... | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૧૩૫. સ્વદેશહિતદર્શક... ... ... | ૦-૬-૦ | ૦-૦-૧૦ |
| ૧૩૬. સ્ત્રીના નીતિ ધર્મ. ... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૧૩૭. યુવરાજ યાત્રા.... ... ... | ૦-૧-૬ | ૦-૦-૬ |
| ૧૩૮. ઔદીચ્ય પ્રકાશ... ... ... | ૧-૦-૦ | ૦-૨-૬ |
| ૧૩૯. ભક્તિભાસ્કર ગ્રંથ ... ... | ૦-૬-૦ | ૦-૧-૬ |
| ૧૪૦. છોટમકૃત કિર્તનમાળા.... ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૪૧. કાવ્યકૌસ્તુભ ભા. ૨ જો. ... | ૧-૪-૦ | ૦-૨-૦ |
| ૧૪૨. શિવસાર સંગ્રહ. ... ... | ૧-૦-૦ | ૦-૧-૬ |
| ૧૪૩. રાણીરૂપસુંદરી.... ... ... | ૪-૫-૬ | ૦-૧-૦ |
| ૧૪૪. સરસ્વતીચંદ્ર ભા ૧ લો. ... | ૧-૮-૦ | ૦-૨-૬ |

| | | | |
|---|---|---|---|
| ૧૪૫. | આર્યદુઃખદર્શક.... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૪૬. | સંયોગ જન્યરોગ. ... ... | ૧—૧૨—૦ | ૦—૨—૦ |
| ૧૪૭. | પ્રબોધ ચંદ્રોદય નાટક... ... | ૧—૪—૦ | ૦—૨—૦ |
| ૧૪૮. | સાવીત્રી ચરિત્રનાં ઢાળીયાં.. ... | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૧૪૯. | સિદ્ધાંતપ્રકાશ. ... ... ... | ૩—૦—૦ | ૦—૨—૬ |
| ૧૫૦. | ભાવીવિલાસ. ... ... ... | ૦—૧—૬ | ૦—૦—૬ |
| ૧૫૧. | પ્રેમબાવની. ... ... ... | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૧૫૨. | કિર્તનાવળી. ... ... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૧૫૩. | જ્યોર્જ વાશીંગટન અને વિલિયમ તેલનાં ચરિત્ર | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૧૫૪. | લલીત અને લલના ... ... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૧૫૫. | શ્રવણપિતૃ ભક્તિ નાટક. ... | ૦—૧૦—૦ | ૦—૧—૬ |
| ૧૫૬. | નીલકંઠ કવિતા... ... ... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૧૫૭. | ખજાને હુન્નર..... ... ... | ૧—૪—૦ | ૦—૧—૬ |
| ૧૫૮. | અજીણ મંજરી... ... ... | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૧૫૯. | સુખદુઃખ વિષે નિબંધ... ... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૧૬૦. | ખાંડ બનાવવા વિષે નિબંધ.... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૬૧. | કચ્છ મહોદય..... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૬૨. | વૈષ્ણવ ગુરૂ ધર્મ-કર્મ... ... | ૦—૬—૦ | ૦—૧—૬ |
| ૧૬૩. | મુસલમાની વારસા પ્રકરણ.... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૧૬૪. | આરોગ્યતા અને સ્વચ્છતા..... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૧૬૫. | અર્થશાસ્ત્રનાં મૂળ તત્વો. ... | ૧—૪—૦ | ૦—૨—૦ |
| ૧૬૬. | જ્ઞાતિ કવિ. ... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૬૭. | કવિચરિત્ર.. ... ... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૧૬૮. | કોયડા સંગ્રહ..... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૬૯. | બુદ્ધિ અને રૂઢીની કથા. ... | ૦—૧—૬ | ૦—૧—૦ |
| ૧૭૦. | વૈદ્યામૃત... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૭૧. | રજા વગેરેના ધારા.... ... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૧૭૨. | સ્ત્રી મીત્ર... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૭૩. | આરોગ્ય વિદ્યાનાં મૂળતત્વો.. | ૦—૩—૦ | ૦—૧—૦ |
| ૧૭૪. | વૈદક વિલાસ. ... ... ... | ૯—૦—૦ | ૦—૫—૦ |
| ૧૭૫. | દેશીનામનો ભોમીઓ. ... | ૦—૧૨—૦ | ૦—૦૧—૦ |

| | | |
|---|---|---|
| ૧૭૬. ગણિતનાં કારણો. ... ... | ૦–૬–૦ | ૦–૧–૬ |
| ૧૭૭. પાણીપત... ... ... ... | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૧૮૭. મેવાડની જાહોજલાલી... ... | ૨–૦–૦ | ૦–૨–૬ |
| ૧૭૯. શ્રીકૃષ્ણજન્મખંડ.. ... ... | ૪–૦–૦ | ૦–૩–૦ |
| ૧૮૦. સંયોગતા હરણુ... ... ... | ૦–૧૨–૦ | ૦–૧–૬ |
| ૧૮૧. રમુજ માળા. ... ... ... | ૦–૩–૦ | ૦–૦–૬ |
| ૧૮૨. કવેન્ટીડરવાડીનો તરજુમો ભા.૧લો. | ૧–૨–૦ | ૦–૧–૬ |
| ,, ,, ,, ૨ જો. | ૧–૨–૦ | ૦–૧–૬ |
| ,, ,, ,, ૩ જો. | ૧–૨–૦ | ૦–૧–૬ |
| ૧૮૩. હસાહસ ભા ૧ લો...... ... | ૦–૬–૬ | ૦–૧–૦ |
| ૧૮૪. મિત્રના વિષે નિબંધ.... ... | ૦–૬–૦ | ૦–૧–૦ |
| ૧૮૫. શૂરવીર જયમલ... ... ... | ૦–૧૦–૦ | ૦–૧–૬ |
| ૧૮૬. કુસુમમાળા. ... ... ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૧૮૭. ઉપયોગી જ્ઞાન સંગ્રહ... ... | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૧૮૮. ઉદ્યોગથી થતા લાભ અને આળસ્યથી થતી હાનિ | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૧૮૯. પશુ રક્ષક.. ... ... ... | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૧૯૦. વીરસિંહ ચંદ્રિકા નાટક.. ... | ૦–૬–૦ | ૦–૧–૬ |
| ૧૯૧. કામસેન રસિકા... ... ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૧૯૨. સુંદરગીતાવળી..... ... ... | ૦–૨–૦ | ૦–૦–૬ |
| ૧૯૩. સુરમોહન શૃંગાર મોહન... ... | ૦–૨–૦ | ૦–૦–૬ |
| ૧૯૪. સોબતેઅસર (મોહનદુ:ખદર્શક) | ૦–૩–૦ | ૦–૧–૦ |
| ૧૯૫. શંકરદિગવિજય.... ... ... | ૪–૦–૦ | ૦–૫–૦ |
| ૧૯૬. લીલાવતીની કથા. ... ... | ૦–૧૦–૦ | ૦–૧–૯ |
| ૧૯૭. રજપૂતાણા. ... ... ... | ૨–૮–૦ | ૦–૩–૦ |
| ૧૯૮. બાળલગ્ન વિ. નિબંધ. ... | ૦–૦–૪ | ૦–૦–૬ |
| ૧૯૯ સ્ત્રી જાતીની સત્કીર્તિ | ૦–૩–૦ | ૦–૧–૦ |
| ૨૦૦ પરોપકારી અબળા ભાગ ૧ લો | ૦–૧–૦ | ૦–૦–૬ |
| ૨૦૧ ગૃહધર્મ ... ... ... ... | ૦–૪–૦ | ૦–૧–૦ |
| ૨૦૨ બ્રાહ્મ ધર્મ ... ... ... | ૦–૩–૦ | ૦–૧–૦ |
| ૨૦૩ વીરમંડળ ભાગ ૨ જો... ... | ૦–૧૨–૦ | ૦–૧–૬ |
| ૨૦૪ પુરૂવિક્રમ નાટક ... ... ... | ૦–૪–૦ | ૦–૧–૬ |
| ૨૦૫ અગ્રૂમતિ નાટક ... ... ... | ૦–૮–૦ | ૦–૧–૬ |